# ક્રાન્તિ



લેખક : પીટર ક્રોપોટકિન

## દરિદ્રનારાયણ જ્ઞાનપ્રચારમાળ

[ ગુજરાતના ગરીબ વર્ગોમાં એક પૈસાથી ... સારું અને પ્રાણદાયી સાહિત્ય સસ્તી કિંમતે પહોંચાડવ... શરૂ થયેલી પહેલી જ માળા ]

બહાર પડેલાં પુસ્તકો



ટાઇપ, સુંદર છપાઇ, પાંચ ચિત્રો, બેરંગી સચિ...
પૃ. સંખ્યા ૪૮. કિં. ૦–૧–૬ (ટ. ખ. અર્ધો...

પુ૦ ૫ 'દનિયોનું શું થશે?' : એક સૈનિકની ગામડિયા ... આ લડત સંબંધી થયેલી વાતચીત. પૃ. ૨૦ મોટ... કિં ૦–૦–૬.

**પ્રસ્થાન કાર્યાલય : : અમદા...**

મુંબઇના એજન્ટ : સી. જમનાદાસની કું. પ્રિન્સેસ

સરસ્વતી ગ્રન્થમાળા ∴ ∴ પુ૦ ૫—૬

# ક્રાન્તિ

મૂળ લેખક
પીટર ક્રોપોટકિન

અનુવાદક
શંકરદત્ત પાર્વતીશંકર શાસ્ત્રી



પ્રકાશક
પ્રસ્થાન કાર્યાલય
અમદાવાદ

છ આના

સંચાલક અને પ્રકાશક
રણછોડજી કેસુરભાઈ મીસ્ત્રી
પ્રસ્થાન કાર્યાલય
અ મ દા વા દ



*



સં. ૧૯૮૬

કિંમત

| | |
|---|---|
| વાર્ષિક ફાળે | છૂટક |
| ૦—૪—૦ | ૦—૬—૦ |
| ટપાલખર્ચ માફ | ટપાલખર્ચ જુદું |

મુદ્રકઃ
ભોગીલાલ રણછોડલાલ પટેલ
સૂર્યપ્રકાશ પ્રિન્ટીંગ પ્રેસ
પાનકોરનાકા : અમદાવાદ

## અ નુ ક્ર મ

# પહેલી આવૃત્તિનું નિવેદન

Kropotkin lived what Tolstoy only advocated.

*Romain Rolland*

'મહાત્મા ગાંધી' જેવાં અનેક અભ્યાસપૂર્ણ પુસ્તકો લખી સારા વિશ્વમાં વિખ્યાત થયેલ રોમેં રોલાં જેવા ફિલસૂફ જે માણસને એક રીતે ટૉલ્સ્ટૉય કરતાં યે ઊંચા સિંહાસને બેસાડે છે, તેવા એક મહાન રશિયન ક્રાન્તિકારનો પરિચય ગૂજરાતની જનતાને કરાવતાં મને અપૂર્વ આનંદ થાય છે.

હિંદુસ્તાન આજે સ્વરાજ્ય માગી રહ્યો છે. અને એક પરાધીન ગુલામ પ્રજા ક્રાન્તિ કરીને નહિ તો બીજી કયી રીતે સ્વરાજ્ય મેળવી શકવાની હતી? દુનિયાના કયા રાષ્ટ્રને ક્રાન્તિ સિવાય સ્વરાજ્ય મળ્યું છે? 'બંધારણપૂર્વકની લડત'થી સ્વરાજ્ય મેળવ્યું હોય એવું એકાદ રાષ્ટ્ર તો બતાવો? એટલે આપણે ક્રાન્તિ તો કરવી જ પડશે. સવાલ એટલો જ રહે છે કે એ ક્રાન્તિ હિંસાની લોહીખરડી હશે કે અહિંસાની શુભ્ર જ્યોત હશે. અને એનો જવાબ આપણી મહાસભાએ આપી દીધો છે કે હિંદ એ દુનિયાની એક અનોખી પ્રજા છે. એની સંસ્કૃતિ, એની જીવનફિલસૂફી, એની કર્તવ્યદૃષ્ટિ દરેક પ્રજાથી જુદાં જ છે. ટૂંકમાં, એના રાહ ન્યારા છે. આખી દુનિયાએ હિંસાથી સ્વરાજ્ય મેળવ્યાં હશે તો આપણે હિંદીઓ, બીજા ઘણા પ્રદેશોમાં કરી છે તેમ, અહિંસાના માર્ગે ક્રાન્તિ કરી સ્વરાજ્ય મેળવવાની પહેલ કરીશું અને એ રીતે સમસ્ત જગતને નવા જ પાઠ શીખવીશું.

અને જ્યારે આપણે ક્રાન્તિને માટે તૈયારી કરી રહ્યા છીએ, મહાત્મા ગાંધીજી અને સરદાર વલ્લભભાઇના નેતૃત્વ નીચે એના પાઠો શીખી રહ્યા છીએ, ત્યારે ક્રાન્તિશાસ્ત્રના આ મહાન આચાર્યે રશિયાની જનતાને શીખવેલા ક્રાન્તિની ફિલસૂફીના પાઠો આપણે ઇતર વાચન તરીકે ધ્યાનપૂર્વક વાંચી લઇએ.

આ પુસ્તકની શરૂઆતમાં પીટર ક્રોપોટકિનના ત્રણ ક્રાન્તિકારી લેખો આપવામાં આવ્યા છે અને એ પછી એની ટૂંકી જીવનરેખા દોરવામાં આવી છે. વાચકોને વિનંતી છે કે તેઓ પ્રથમ લેખકની જીવનરેખા વાંચે અને પછી જ શરૂઆતના ત્રણ લેખો વાંચે.

આ લેખોની શૈલી તદ્દન સાદી પણ જોશદાર છે એટલું જ નહિ પણ એમાંની દલીલો અને વિવિધ દાખલાદષ્ટાંતો એવાં સચોટ અને વેધક છે કે તે મન અને હૃદય બન્ને ઉપર તત્કાળ અસર કરે છે અને માણસને કાર્ય કરતો કરી મૂકે છે. આ લેખો વાંચતા વેંત જ માણસના અંતરમાં છૂપો રહેલો સ્વાતંત્ર્યનો અને ક્રાન્તિનો જુસ્સો ભભૂકી ઊઠે છે અને તેના આત્માને ખળભળાવી મૂકે છે.

આશા છે કે આજના ક્રાન્તિકાળમાં જેઓ ક્રાન્તિ ઇચ્છી રહ્યા છે તેઓ પોતાના હૃદયનો પડઘો આ પુસ્તકમાં જોશે અને પોતાના પ્રયત્નમાં વધુ શ્રદ્ધાવાન અને વધુ યત્નશીલ બનશે.

અન્તમાં, મારા મિત્ર ભાઇ શંકરદત્ત શાસ્ત્રીએ આ પુસ્તકને બને તેટલું સરળ, પ્રાણવાન અને તેજદાર કરવામાં કચાશ નથી રાખી એ હું જાણું છું. આ પુસ્તક અતિ શ્રમ લઇને તૈયાર કરી આપવા બદલ હું તેમનો આભારી છું.

**પ્રકાશક**



## બીજી આવૃત્તિનું નિવેદન

આ આવૃત્તિમાં કશા સુધારાવધારા કર્યા નથી. માત્ર પહેલી આવૃત્તિમાં મૂળ લેખકની જીવનરેખા પાછળ છેવટે મૂકી હતી તેને બદલે અહીં શરૂઆતમાં આગળ મૂકી છે.

**પ્રકાશક**

# જીવનરેખા

સૈકાથી દળાઇ રહેલી અને આપખુદ સત્તાનો ભોગ થઇ રહેલી રશિયાની પ્રજામાં ઝારની જહાંગીરી સામે આંગળી પણ ચીંધવા જેટલી તાકાદ રહી નહોતી. એક અમંગળ ઘડીએ કડવો જણાતો છૂટકારાનો દમ ખેંચતાં પણ એ પ્રજાનાં ફેફસાં ભીડાઇ જતાં હોય તેવી સ્થિતિ હતી. મૂડદાલ જેવી દશામાં જીવતી એ પ્રજામાં ટૉલ્સ્ટૉયે પોતાના ભવ્ય સાહિત્યસર્જનથી ને જીવનની કંઇ અનેરી જ ફિલસૂફીથી નવજીવનની પ્રેરણા રેડી. અને પછી એ જાગૃત થયેલી પ્રજાને પોતાના પરમ અધિકારની સિદ્ધિના ધામે લઇ જવા લેનિને અજબ આત્મ-સમર્પણની પ્રોજ્જવલ જીવનકથા આપી. આ ટૉલ્સ્ટૉય અને પેલા લેનિનની ફિલસૂફીને, જીવનકાર્યને, સાંકળનારો એક મહાપુરુષ રાજવંશી છાપાંતિલકવાળો પાકયો.

આજે રશિયાના નૂતન સર્જનની એ ત્રિમૂર્તિનાં દર્શન લેતાં ક્રોપોટકિન કંઇ નોખો જ તરી આવે છે. એના કપાળ ઉપર ફિલસૂફની ભવ્ય ચિંતનરેખાઓ દીપે છે, એની આંખમાં વિજ્ઞાનની વેધક દૃષ્ટિ તરે છે અને એનું મુખમંડળ પ્રસન્ન ગાંભીર્ય ને દીર્ઘદર્શનની

અનેરી છટા પાડે છે. હિમઉજળી એની દાઢી એના ભવ્યતાનાં દર્શન કરાવે છે, એની બુદ્ધિમત્તાની તેજસ્વિતા પ્રગટ કરે છે; પણ એ બધાની પાર અંતરથી ઝગઝગી રહેલી ભૂતદયા, દીનદુખિયાંને કાજે સર્વસ્વ ન્યોછાવર કરવાની સોનલવર્ણી જીવનકાંતિ કંઇ ઓર જ રીતે સામે જોનારને પોતામાં લઈ લે છે.

એ પીટર ક્રોપોટકિન ૧૮૪૨માં જન્મ્યો હતો. એના વડવાઓ ઝારના ગોત્રના હતા. એના પિતા લશ્કરી અફસર હતા ને મા સાઇબિરિયાના એક અધિકારીની દીકરી હતી. ક્રોપોટકિન આમ જન્મથી અમીરાઇ અને આપખુદીના વાતાવરણમાં આવી પડ્યો; છતાં એના જન્મ વખતે ખેડૂત ગુલામોની મુક્તિ માટે ચળવળ શરૂ થઇ ગઈ હતી અને એ ચળવળે ગુપ્ત રીતે પણ એના સંસ્કારમાં અસર પાડી હશે. બીજું, એનો પિતા ખેડૂત ગુલામો ઉપર એકહથ્થુ અમીરાઇ અને તેની સાથે આવતી આપખુદીના દોર અજમાવવામાં બાકી રાખતો નહોતો. પીટર પોતે પોતાની આંખ આગળ નાદીર-શાહીનું તાંડવ જોતો હતો; નોકરોને, પરિચારિકાઓને, સગાંવહાલાંને રાતદિવસ ખડે પગે એના પિતાની તહેનાતમાં ઊભાં રહેતાં ને ભૂલથાપ થતાં મીઠાના ચાબખા ખાતાં એણે ઘણી યે વાર જોયાં હતાં. એના બાપના તાબામાં ૧૨૦૦ ગુલામો હતા અને ત્રણ જાગીરો હતી. આખું કુટુંબ વૈભવ અને વિલાસના સુંવાળા ખોળામાં ખેલતું હતું.

પણ કોણ જાણે કેમ એના માનસમાં પિતાના આ વૈભવવિલાસ કરતાં ને જરજમીન ઉપરના આવા સિતમગરનાં નૃત્ય કરતાં, ચીસ પાડતી પીડાઇ રહેલી મજૂરજનતાના કરુણ આક્રંદે વધારે અસર પાડી હતી. એનું જીવન જ આપખુદી ને અત્યાચારને ઊખેડી નાંખવાના પ્રાણવાયુથી ઘડાવા લાગ્યું. કદાચ આ દીનદુખિયાંની એણે પકડેલી બાહ્યમાં એની માતાનું કરુણ અને હેતાળ જીવન મંગલભૂમિકા રચી ગયું હશે. એની મા અમીરની છોકરી હોવા છતાં, ખેડૂત સ્ત્રીઓમાં

રસ લેતી, તેમના રાસમંડળમાં ઝરૂખે બેઠેબેઠે ગૂઢ અને મધૂર આલાપ પૂરતી, અને ઘણીક વખત તો ઉપરની અગાશીએથી નીચે ઊતરી તે રાસમંડળમાં ભળી જતી. માતાની ગરીબો પ્રત્યેની માયા, એની કલાપ્રિયતા અને નિરભિમાનતા ક્રોપોટકિનના જીવનને સ્પર્શ્યા વિના કેમ રહી હોય? પણ એ વહાલભરી માતાની ગોદમાં લપાઇ જઇ જગઉદ્દાર હૂંફ મેળવવાનું એને ભાગ્યે બહુ નહોતું. રાસમાં ફૂદરડી ફરતાં ફરતાં એક વખત માને સખત પવનનો સપાટો લાગ્યો ને તેથી એનાં ફેફસાં સૂજી ગયાં; ક્ષયરોગે એને પટકી પાડી. દિવસ ઉપર દિવસ ઊગ્યા ને આથમ્યા, એક દિવસ પીટરને અને તેના મોટાભાઇ અલેકઝાંડરને માએ પોતાના પલંગ પાસે બોલાવ્યા, કંઈ કંઇ ખાવાનું આપી માએ વહાલનાં અમી પાયાં ને આત્મતૃપ્તિની મીઠાશ વેરી. ત્યાં તો એની આંખમાં આંસુ ઊભરાયાં; ને બીજે દિવસથી બન્ને બાળકો પૂછવા લાગ્યા: 'મા ક્યાં ગઇ?' પેલી ઊલિયાના પોતાને હસ્તક આવેલા આ બન્ને ભાઇઓના વાળમાં પોતાની કૂંળી આંગળી ફેરવતી ફેરવતી, કરુણ હૃદયે આશ્વાસન આપવા મથવા લાગી: 'ભાઇ, મા તો આકાશમાં—ઊંચે આકાશમાં ઊડી ગઇ!' પીટર આ વખતે સાડાત્રણ વર્ષનો હતો, અલેકઝાંડર પાંચ વર્ષનો હતો.

પછી એ બન્ને બાળકો મેડમ બુર્મન નામની એક જર્મન બાઇની સંભાળમાં આવ્યા. એણે આ બાળકોમાં જ પોતાનો સંસાર માન્યો, એમાં જ પોતાનું જીવનમધુ લેવા માંડયું. અનેક મુસીબતો વેઠીને એણે વહાલભર્યા હાથે એ બાળકોને બે વર્ષ સુધી ઉછેર્યા. ત્યાં તો એક દિવસ પીટર અને અલેકઝાંડરને તેડવા માટે એમના બાપનો માણસ આવ્યો. જૂના ઘરના દીવાનખાનામાં બન્ને બાળકોને તે લઇ ગયો. એક રૂપવતી સ્ત્રીએ બાળકોને પટાવ્યા, હસાવ્યા, ને કહ્યું : 'હું તો તમારી મા થાઉં.' બાળકો સહેજ દૂર ખસ્યા, આકાશ તરફ આંગળી બતાવી કહ્યું : 'અરે ! અમારી બા તો ઊંચે આકાશમાં ઊડી ગઇ છે.'

પણ વળતો દિવસ થયો ત્યાં તો મેડમ બુર્મનને રજા આપવામાં આવી. અનેક કાલાવાલા છતાં, આ નોકરને રુખસદ અપાઇ, ને વહાલસોઇ બુર્મનને બદલે એક કડક ફ્રેંચ શિક્ષક પોલનના હાથમાં બન્ને બાળકો મુકાયા. આ વખતે એ બન્નેની બહેન ઉલિયાનાને ફ્રૅાલ સાથે પરણાવી દેવામાં આવી.

પોલને તો બન્ને છોકરાઓ ઉપર સારી પેઠે વીતાડવા માંડી. કોઈ દિવસ એમને અંગૂઠા પકડવા પડે, તો કોઇ વખત એમના બરડા ઉપર સોટીના સપાટા ચાલે, અને લગભગ રોજ ને રોજ તીખી તમતમતી સરસ્વતી તો સાંભળવાની જ! એક વખત બહેન આવી. એની આંખમાંથી શ્રાવણભાદરવો વહી રહ્યો હતો. 'બાપુ,' એણે એના પિતાને કહ્યું, 'તમે મારા ભાઇઓને સાવકી માને હવાલે કર્યા. એણે પેલા પોલનને સોંપ્યા. અમારી મા મરી ગઇ એટલે જાણતા હશો કે કોણ પૂછનારું છે; પણ જોજો, હું છું ત્યાં સુધી તો મારા ભાઇઓને આમ મારવામાં આવે તે નહિ સાંખું.' બાપ તો દિગ્મૂઢ બની ગયો, ને સાથે જ છોકરાઓ ઉપર સોટી ચાલતી બંધ થઇ. આમ પીટર આઠ વર્ષનો થયો.

એક વખત ઝાર નિકોલસની નાચની મહેફીલમાં એને લઈ જવામાં આવ્યો. એના સુંવાળા મોં ઉપર ઝોલા ખાતા વાળનાં ઝુલ્ફાંએ ઝારને ખેંચ્યો. ઝારે એને પોતાની પાસે બેસાડયો અને બહુબહુ ખાવાનું આપ્યું. એની રૂંવાડાંવાળી ટોપી બિસ્કીટથી ભરી દેવામાં આવી. પણ પીટરે તો એ બધામાંથી કશું યે ખાધું નહિ. ઝારે પૂછયુંઃ "કેમ ખાતો નથી?' તો એણે જવાબ દીધોઃ 'મારા સાશા (અલેકઝાંડર) ની સાથે ખાઇશ.' પછી લોકો એની આજુબાજુ વીંટળાઈ વળ્યા અને કહેવા લાગ્યાઃ 'પીટિયા, તું તો ઝારનો છડીદાર થયો.' પણ પીટર તો કહેઃ 'ના, હું છડીદાલ શાનો?'

'પીટર, ઓ પીટર,' કોઇએ એક વખત નીચેથી હાક મારી. નીચે જઇને એ જુએ છે તો એની ધાવે એને માટે સફરજન મોકલ્યાં હતાં. ઉપર જઇને ધાવને મોકલવા માટે એણે કંઇ કંઇ શોધવા માંડયું, પણ એ બાપડા પાસે ફૂટી બદામ પણ નહોતી. છેવટે સજલ નેણે એણે પોતાના હૈયાનાં હેતનાં પારખાં કરાવી દિલને ઝાલી રાખ્યું.

હવે તો એના પિતા ઘણી ઘણી વાતો કરતા. એક વખતે વાત ચાલતી હતી, ને પીટરની આંખ એના પિતાએ પહેરેલા સોનાના ચાંદ ઉપર પડી. "બાપુ ! આ કયાંથી મળેલો ?' એણે પૂછ્યું. બાપે લાંબી વાત કહી અને છેલ્લે જણાવ્યુંઃ 'મારો નોકર ફ્રૅાલ છે ને, તેણે આગમાં કૂદીને એક બાળકને બચાવ્યું હતું અને એની માના ખોળામાં મૂકયું હતું. એટલે ઉપરી અધિકારીએ મને આ ચાંદ આપ્યો.'

'પણ' પીટરે પૂછ્યુંઃ 'બાપુ ! આમાં તમે શું કર્યું કે તમને ચાંદ આપવામાં આવ્યો ? પરાક્રમ કર્યું તે તો ફ્રોલે.'

'દીકરા, પણ ફ્રૅાલ નોકર મારો ને ?'

ને આ જવાબ પીટરને વસમો લાગ્યો. આખી રાત એણે એના ઉપર વિચાર કર્યા જ કર્યો.

પછી તો બાપ પોતાના ખેડૂત ગુલામોની કંઇ કંઇ વાત કરતો, એ ગુલામો ઉપર બીજાઓ કેવા કેવો જુલમ ગુજારતા હતા તે કહેતો, ને પોતે જાતે એ ગુલામો પ્રત્યે જાતજાતના ત્રાસો વર્તાવતો છતાં પોતાના કરુણાળુ વર્તનનો દાખલો બેસાડવા પ્રયત્ન કરતો. પણ પીટર અને અલેકઝાંડરને મન તો એમના પિતા રૂદ્રસ્વરૂપ લાગતા, એના ચહેરામાં એમને આપખુદી જ બોલતી લાગતી, હજી એમને એનાથી દૂર રહેવામાં જ મઝા આવતી.

ત્યાં તો પીટર બાર વર્ષનો થયો. હજી મોસ્કોમાં જ એ ભણતો હતો. એણે તો એ નાની ઉમ્મરે નવલકથાઓ લખવાનો આરંભ કર્યો, ફ્રેંચ અને રશિયન ભાષાની રાજદ્વારી ચોપડીઓ વાંચવા માંડી, અને એ જ વખતે એનામાં સ્વતંત્રતાનાં સ્ફૂરણ થવાં લાગ્યાં. એના આત્મામાં એણે રંગ પૂરવા શરૂ કર્યા. એના ભાઈને તો એથી યે વધુ અસર થઇ. બેઉ ભાઈઓએ રોજના પ્રશ્નની ચર્ચા કરવા માંડી. પીટરે તો પોતાના રાજશાહી ખિતાબોને તિલાંજલી આપવાનો નિરધાર કર્યો, ફક્ત એ નિશ્ચય એણે જાહેરમાં આવવા દીધો નહિ. પણ આ 'પ્રિન્સ' નો ખિતાબ એણે આખી જિંદગીભર ઓગાળી મૂકયો. કોઇ એને એ નામે બોલાવે તો એનું કલેજું ફફડી ઊઠતું. તેર વર્ષનો એ થયો એટલે બેઉ ભાઇઓની જોડી તૂટી. પીટર સેંટ પિટર્સબર્ગની છડીદારોની ટુકડીમાં ગયો. અહીં એ લશ્કરી શાળામાં જોડાયો. એને કવાયતમાં જવું પડતું ને થોથાં ઉથલાવવાં પડતાં. પણ એને તો ગણિતમાં, ભૌતિકશાસ્ત્રમાં, ખગોળવિદ્યામાં ને ઇતિહાસમાં ઊંડો રસ લાગ્યો. ભૌતિકશાસ્ત્ર ઉપર તો એણે પાઠય પુસ્તક સુદ્ધાં લખવાનો પ્રારમ્ભ કર્યો. બીજી બાજુ, એ મોજણીના કામમાં રોકાયો.

પણ જરા શાળાની કારકિર્દી જોઇએ.

'અલ્યા, નીચે ચાલ,' શાળાના છડીદારે એક દિવસ પીટરને કહ્યું.

'નથી આવતો, જા. જોતો નથી, વાંચું છું?' પીટરે જવાબ આપ્યો.

છડીદારે પીટરને તાકીને ટોપી ફેંકી. ટોપી પીટરને ન વાગતાં જમીન ઉપર પડી. છડીદારે કહ્યું: 'અલ્યા, ઊંચકી લાવ આ ટોપી.'

'એ નહિ બને; તારે જોઇએ તો જાતે જ ઉપાડી લે,' પીટરે કહ્યું.

અને પછી છડીદાર એના ઉપર તૂટી પડયો. પણ પીટર! તેના ગળામાંથી તો એકે કાયર બોલ ન નીકળ્યો, એક હળવું

ફૂસકું સરખું પણ ન સંભળાયું. બીજા દિવસથી છડીદારે એને પજવવો છોડી દીધો.

પીટર એક વખત માંદો ઇસ્પિતાલમાં પડયો હતો. દાક્તરે એની સરસ માવજત કરી. એ સારો થયો. એવે શાળાનો ઉપરી આવ્યો. 'આ છોકરો તો ખાસ્સો વાઘ ધરાય એવો છે, અને છતાં ઇસ્પિતાલમાં?' તેણે આંખો નચાવતાં કહ્યું.

'શું બોલો છો? દાક્તરને કહું છું કે તમને મારી ઓરડીમાં નહિ આવવા દે,' પીટરે સામો ચમકારો બતાવ્યો.

પછી તો ઉપરી સાહેબે તોપની ડરામણી બતાવી, પણ એના હૈયામાં પીટર હજી આ વેણ બોલતો સંભળાયો: 'ખબરદાર! મારી મશ્કરી કરી તો.'

આ પછી માસ્તરોને પજવવાના બે કિસ્સા થયા. એક એબ્ટ શિક્ષકે તો ચાકનું ભર્યું ચીંથરું ઝીલી લઇને એ છોકરાઓને પોતાના કરી લીધા. બીજા ગૉઝને તો લીલું નાળિયેર લઇ ચાલ્યા જવું પડયું.

અને અહીં જ આપખુદીના ખીચોખીચ વાતાવરણમાં પીટર ક્રાન્તિની હિલચાલની સોબતમાં પડ્યો. એણે અહીં જ શ્રીગણેશ માંડયા. શાળામાં જ 'ક્રાન્તિકારક' ચોપાનિયું શરૂ કર્યું, અને છોકરાઓનાં મેજખાનાંમાં ચોરીછૂપીથી એ ફેલાવવા માંડયું. બે જણ એની સાથે જોડાયા. એક મંડળ સ્થપાયું. એ સત્તર અઢારનો થયો ત્યારે તો એણે અલેકઝાંડર હર્ટઝનનું 'પોલર સ્ટાર' વાંચ્યું. એ લંડનમાં પ્રગટ થતું હતું, અને રશિયામાં ચોરીછૂપીથી ફેલાવવામાં આવતું હતું. એ રશિયા માટે વધુ ઉદાર અને સુંદર રાજ્ય-બંધારણ માટે હિમાયત કરતું હતું, છતાં રશિયાના ઝારને એમાં ક્રાન્તિવાદની ગંધ આવી!

૧૮૬૧ ની સાલ ચાલતી હતી. માર્ચ મહિનો હતો. સત્તરમી તારીખ હતી. પીટર પથારીમાં સૂતો હતો. નોકર દોડતો આવી કહેવા લાગ્યો: 'કુમાર, સ્વતંત્રતા મળી. ઝારનો ઢંઢેરો બહાર પડી

ગયો છે.' પણ એ ઢંઢેરાને બે માસ થયા ન થયા ત્યાં તો આ સુધારાના વિરોધીઓએ તરકટો ઊભાં કરાવ્યાં, ખૂનો કરાવ્યાં, કાવતરાં કરાવ્યાં, ને વહેમાયેલા ઝારે મુક્તિની આશા ઉપર પાણી ફેરવી દીધું.

પછી ૧૮૬૨માં પીટરે આ શાળા છોડી. એણે જોયું તો પોલંડ ઉપર સિતમગરોનો લોખંડી પંજો ચાલી રહ્યો હતો. હજારો પોલંડવાસીઓને સાઇબિરિયાનાં કાળાં પાણીએ કાઢવામાં આવ્યા હતા, સેંકડોને ફાંસીએ વધેરવામાં આવ્યા હતા, અને એમની સામે લડવા જવાની ના પાડનાર અફસરોને તો ભરી બંદૂકે વીંધી નાંખવામાં આવ્યા હતા. પીટર અને એના ભાઇ અલેકઝાંડરે આ સિતમ ક્યાં સુધી જોવો? ક્યાં સુધી એમણે આ અન્યાય સાંખ્યા કરવો? તેમણે તો ૧૮૬૭માં પોતાની અફસરી તલવારો ઉપરી અધિકારીના હાથમાં સોંપી દીધી, ઝારની સેવાને છેલ્લી સલામ ભરી.

આ પછી પીટર સેંટ પિટર્સબર્ગની વિદ્યાપીઠમાં દાખલ થયો. એનો ભાઇ કાયદાશાસ્ત્ર ભણવા ગયો. પીટરે અહીં પાંચ વર્ષ રહીને સાઇબિરિયાની ભૂગોળનો અભ્યાસ કર્યો, અને અધૂરી રહેલી પોતાની શોધ આગળ ચલાવી. કાયાતોડ મહેનતે એણે શોધ કરી કે અત્યાર પહેલાં સાઇબિરિયાના પર્વતો વિષે જે માન્યતાઓ ચલાવવામાં આવતી હતી તે તદ્દન અવળી હતી, ને પર્વતોની સ્થિતિ પહેલાં બતાવાઈ હતી તેથી ઊંધી જ હતી. આ શોધખોળે ભૂગોળવિદ્યાના પંડિત વર્ગમાં ભારે ઊહાપોહ જગાવ્યો, અને એ વિદ્યાની મંડળીએ એને મંત્રીપદ સ્વીકારવા કહ્યું. પરંતુ એ તો પોતાના દિલ સાથે કહ્યા જ કરતો: 'ગરીબો એક બટકા રોટલા માટે વલખાં મારે છે તો પછી મારી આવી શોધખોળોથી મારે કેમ આનંદ લેવો? પેલા ગરીબ બાપડા લોહીનું પાણી કરી રોટલો પેદા કરે છે તેમાં મારે ભાગ પડાવી, તેની ચોરી કરી, કેમ જીવવું?' અને એ વિચારો એના જીવનને દીનદુખિયા ખેડૂત અને મજૂરોમાં ખેંચી

ગયા. એણે વિદ્યાપીઠ છોડી ને યુરોપનો રસ્તો લીધો; અને કામદાર વર્ગની હિલચાલોનો અભ્યાસ કરવા પાછળ પોતાની શક્તિ વાપરવી શરૂ કરી.

પછી ઝ્યુરિચ આંતરરાષ્ટ્રીય કામદારસંઘમાં એ જોડાયો, પરન્તુ એના રાજદ્વારી રંગોમાં હોમાઇ જતા કામદારહિતોનો ખ્યાલ આવતાં એણે એ સંઘ છોડી દીધો.

એ પછી સ્વીટ્ઝર્લૅન્ડમાં તે જ્યુરામાં ઘડિયાળીઓ સાથે જોડાયો. અહીં એને ફાવટ આવી. દોરનાર અને દોરાનાર વચ્ચેની સમાનતાએ એને ખૂબ આકર્ષ્યો. એની પ્રવૃત્તિમાં રાજદ્વારી અભિલાષાઓ ન હોવાથી એના કાર્યક્રમમાં એને રસ પડ્યો. અહીં એ સમાજવાદી થયો. પોતાની જીવનસ્મૃતિમાં એ લખે છે:

"જ્યુરાના મજૂરસંઘમાં, ખાસ કરીને બાકુનીન તરફથી ઉપદેશાતા અરાજકતાવાદના સિદ્ધાન્તો, સરકારી સમાજવાદની થતી ટીકા, આર્થિક સરમુખત્યારીમાં રાજદ્વારી સરમુખત્યારી કરતાં વધુ રહેલી ભયંકરતાનો મતાગ્રહ: આ બધું મારા સાંભળવામાં આવ્યું. અને પછી આ હિલચાલમાં રહેલાં ક્રાન્તિકારી સ્વરૂપે મારા મન ઉપર ઊંડી છાપ પાડી. પણ જ્યુરાના પર્વતોની સમાન્તરતાએ અને મજૂરોમાં પ્રગટી રહેલી વિચાર અને વાણીની મુક્ત સ્વતંત્રતાએ, અને તેમની પોતાના જીવનધ્યેય માટે પ્રાણ ઓવારી નાંખવાની એકનિષ્ઠાએ મારા હૃદયને વધુ રંગ્યું. એક અઠવાડિયા પછી હું પર્વતોની બહાર આવ્યો, ત્યાં તો ઘડિયાળીઓ સાથે રહી રહીને મેં સમાજવાદની દીક્ષા લીધી, હું પાકો અરાજકતાવાદી થયો."

બાકુનીનને એ કદી મળ્યો નહોતો, છતાં એના વિચારદર્શનની એના ઉપર ખૂબ ઊંડી છાપ પડી. બાકુનીને પોતે બુદ્ધિકુશલ હોવાનો દાવો ન કરતાં કેવળ નીતિદર્શનના અનુયાયી તરીકે પોતાને ઓળખાવ્યો. અને ક્રોપોટકિન જાતે પણ આ જ રીતનો હતો. એ ક્રાન્તિવાદમાં દાખલ થયો તે તેના રાજદ્વારી દેદારને

લીધે નહિ, પણ જનસ્પર્શી એના વ્યક્તિત્વને લીધે. અને ક્રાન્તિની ફિલસૂફી સમજાવનાર એના આ પુસ્તકમાંના લેખો ઉપરથી આ આખું માનસ સ્પષ્ટ રીતે દેખાયા વિના રહેશે નહિ.

સમાજવાદની દીક્ષા લઇ એણે ઉપદેશ આપવાનું શરૂ કર્યું. એને ઘણી યે વેળા સાંભળવું પડતું: 'અલ્યા, કાંઇ ચસકી ગયું છે કે શું?' પણ આવાં ટાહ્યલાંએ તો એના ઉપર જુદી જ અસર પાડી. એ તો ક્રાન્તિમાં—અરાજકતાવાદમાં વધારે ને વધારે દૃઢ થતો ગયો.

ખૂનામરકીમાં નહિ માનનારા છતાં, એનાથી અભડાઇ જવાશે એવી બીક ન રાખનારા આ ક્રાન્તિવાદીઓ રાજાની આપખુદ સત્તાને બદલે આમપ્રજાના શાસનની મહાકાંક્ષા રાખતા, ને કોઈ પણ જાતના બહારના અંકુશને કે કોઇ પણ જાતની સત્તાને તેઓ ઘડીભર પણ સાંખી લેવા તૈયાર નહોતા. ક્રોપોટકિન આવા દળનો સરદાર બની રશિયામાં પાછો આવ્યો, ને લોકોમાં એનો પ્રચાર કરવા માંડ્યો. 'લોક સાથે લોકરૂપ બની જાઓ,' એવો શંખનાદ ફૂંકતો એ શિક્ષિત વર્ગમાં ઘૂમવા લાગ્યો. હજારો જુવાનો અને હજારો જુવતીઓએ એના પડતા બોલ ઝીલ્યા. શાળાઓ અને મહાશાળાઓ ખાલી પડી, અને ગરીબોને માટે એ યુવકવર્ગ વગરવેતનની સેવા આપવા લાગ્યો. હજારો દિવસશાળાઓ અને રાત્રિશાળાઓ ઊભરાઇ ગઈ, અને તેમાં આ પ્રાણવાન જુવાનિયાઓ પોતાની શક્તિ રેડવા લાગ્યા. પછી તો એ નવમંત્ર ઘેરઘેર પ્રસર્યો. જુવાનો અને વૃદ્ધો વચ્ચે, સ્ત્રીઓ અને પુરુષો વચ્ચે, જ્યાં ને ત્યાં એ નવી ભાવનાએ પોતાનાં તુમુલ યુદ્ધ જગાવ્યાં, ને વિજય-ધ્વજ ફરકવા લાગ્યો. અને આ નવજીવનની સુરેખ છેક અમીરોનાં કુટુમ્બમાં પણ પ્રગટી નીકળી.

સુંવાળા મારગ ઉપર ચાલતાં પણ જેમના સુકુમાર ચરણોને

પીડા થતી લાગતી, તે જુવાન અને રૂપવતી જોબનવતીઓ બરફ પાથર્યા રસ્તાઓ ઉપર, અને અંગેઅંગ થીજી જાય એવી ઠંડીમાં એક પણ ગરમ નિસાસો નાંખ્યા વિના મુક્તિપંથે ચાલવા લાગી. અને જ્યાં એકને બદલે અનેક ઊભાં થવા લાગ્યાં, જ્યાં અમીરીને બદલે ફકીરીના ઝળહળ તેજ ઝળકવા લાગ્યાં, ત્યાં સત્તાનાં સિંહાસનોને કંપવાયુ થવો શરૂ થયો. તેણે રોજ ને રોજ દમનનીતિનાં નવાં નવાં શસ્ત્રાસ્ત્ર સજ્જ કરવા માંડયાં, અને સેંકડો ને હજારો ક્રાન્તવાદીઓને સાઇબિરિયાનાં કાળાં પાણી આપ્યાં.

પણ આપખુદીના દોર ચાહે એટલા છૂટા હોય, તો યે એક-નિશ્ચયી પ્રજાને કઈ સત્તા ડગાવી શકે છે? ધગધગતી તોપ કે ઉપર ઊંચે ગીધની માફક ઊડતાં હવાઇ જહાજો, સણસણતી આવતી ગોળીઓ કે વિજળીની જેમ ઝબૂકતી તલવારો, લોખંડી જંજીરો સાથેનાં કેદખાનાં કે કાળાંપાણી કે ફાંસીના માંચડા કયે દિવસે સ્વતંત્રતાની પ્રતિજ્ઞાને તોડાવી શકે એમ છે? અને આ ક્રાન્તિવાદીઓએ તો પોતાનાં બંધારણને વધુ તેજદાર કરવા માંડયાં, નવી લિપિ રચાઈ, નવાં છૂપાં મંડળો થયાં, ને આગેવાનોએ જૂદાં નામરૂપ ધારણ કરી પોતાનો મંત્ર વધારે ફેલાવવા માંડયો. મિલો અને કારખાનાંમાં, હોટેલોમાં ને પીઠાંમાં, ખેડૂતોમાં ને અમીરોમાં આ ક્રાન્તિવાદે પોતાનાં ઘર કરી દીધાં. એટલે સત્તાધીશોએ પોતાનું મોં જુદી બાજુ ફેરવ્યું. ૨૦૦૦ યુવકોને સાઇબિરિયા કાઢયા છતાં આ ચળવળ અટકી નહિ, ઊલટી વધી; એટલે તેણે આગેવાનોને જ ઝાલવાનો મનસૂબો કર્યો.

પણ આ આગેવાનો એકદમ હાથ આવે એવા નહોતા. સ્ટેપ-નિયાકનો વેશપલટો, એનું પ્રચારકાર્ય, બાઈબલના સમર્થન સાથે કર ન ભરવાની હિમાયત ખેડૂતોમાં પ્રસરી રહી હતી. અને બીજી બાજુએ, નિહિલિસ્ટ સ્ત્રીઓએ મિલો અને કારખાનાંનો કબજો લીધો,

તેમાં પોતાનો ક્રાન્તિવાદ ચલાવ્યો. મિલોમાં ૧૫–૧૬ કલાકનું વૈતરું કરનારી એ નિહિલિસ્ટ સ્ત્રીઓ સામાન્ય મજૂરણોની જેમ રહેતી. મહિનાઓ થયા પણ એમનું ખરું સ્વરૂપ પકડાયું નહિ. મજૂરણોએ કામના કલાક ઓછા કરવાની માગણી કરી ત્યારે જ માલિકોની આંખ ઊઘડી અને તેમને લાગ્યું કે આમાં તો નિહિલિસ્ટો છે! પછી તો એ સ્ત્રીઓને ગુનેગાર બિનગુનેગાર જાણ્યાતપાસ્યા વિના સાઇબિરિયામાં દેશપાર કરવામાં આવી. અને એ દેશનિકાલે તો પ્રજામાં નવી જ આગ જગાવી. અત્યાર સુધી નિહિલિસ્ટો બે–ત્રણ હજાર હતા તેને બદલે તેઓ હવે દશ–વીસ હજારથી ગણાવા લાગ્યા.

પણ પોતાની જ પ્રવૃત્તિનું આવું સુંદર પરિણામ ઊગી આવ્યું ત્યારે ક્રોપોટકિન ક્યાં હતો? ક્યાંક સંતાઇ ગયો હતો? હા, એ લોકજનતામાં ખોવાઇ ગયો હતો. કોઇ બોરોદીન નામનો માણસ હજી લોકોના ઘર ઢૂંઢતો, ક્રાન્તિવાદનો નવો જુસ્સો પ્રગટાવતો. જીવનનો ભેખ લઈ ફરી રહ્યો છે. અને તે વળી ભૌગોલિક મંડળ આગળ પોતાનું ભાષણ આપે છે. મંડળ એના ઉપર ખુશ થઇ જાય છે અને એને પ્રમુખ બનવાનું કહે છે. પણ એ કહે છે: 'ભાઇ, આજની રાત સરકારની જેલમાં જશે કે મારા ઘરમાં એની કોને ખબર છે?' ને પછી એ ઘેર જાય છે. એની કામ કરનારી બાઇ આવે છે, કહે છે: 'સાહેબ, મોટી નિસરણીએ નહિ, પાછલીએ જજો.' એ ગૂઢાર્થ સમજી જાય છે, ચૂપચાપ પાછલે બારણેથી ગાડીમાં બેસી ચાલી નીકળે છે. પણ પાછળ બીજી ગાડી દોડતી આવે છે. એમાંથી એનો જ એક વણકર મિત્ર બૂમ પાડે છે. બોરોદીન ગાડી ઊભી રાખે છે. પેલી ગાડી પાસે આવી પહોંચે છે. વણકરની સાથે બેઠેલો માણસ કહે છે: 'મિ. બોરોદીન, કુમાર ક્રોપોટકિન, હું તમને ગિરફતાર કરું છું.'

અરે, બોરોદીન તે જ ક્રોપોટકિન! તે પકડાયો. વિશ્વાસઘાતી મિત્રે એને પકડાવ્યો. પણ ક્રોપોટકિનની ભવ્યતા આગળ આ

છળકપટ અને વિશ્વાસઘાતની કાળાશ ક્યાં ટકી શકે? આ થયું ૧૮૭૪ ના માર્ચમાં.

ક્રોપોટકિનને અદાલતના પાંજરામાં ઊભો કરવામાં આવ્યો. સરકારી વકીલે એને સવાલો ઉપર સવાલો પૂછ્યા. પણ એનો ‘ના’ જ જવાબ હતો. એ કશું પણ હકારમાં કહે તો બીજા માણસોને સરકાર એની જ જુબાની પર જેલમાં ગોંધે એ તે સારી રીતે જાણતો હતો. સવાલ અને જવાબની આ તડામારી પછી પીટરને એક ઓરડીમાં લઇ જવામાં આવ્યો. ત્યાં તો એ ઘસઘસાટ ઊંઘવા લાગ્યો. સવારે એ ઊઠ્યો એવામાં પહેરેગીરે આવી એના હાથમાં કાગળપેન્સિલ મૂક્યાં ને કહ્યું: ‘લો, આ ઉપર તમારે જે લખી આપવું હોય તે લખી આપો!’ આ પહેરેગીર કેદીઓમાં છૂપા સંદેશા લઇ જતો લાવતો હતો. ચારે બાજુ જેલખાનાની દિવાલો ઉપર ટીકટીક ટકોરા થયા જ કરે, પણ પીટર એ સંકેતભાષામાં સમજી શકે નહિ!

બીજે દિવસ આવ્યો. પીટરને એક બંધ ગાડીમાં સેંટ પિટર્સબર્ગના કિલ્લામાં લઈ જવામાં આવ્યો. ઓરડી એવી તો હવાઉજાશવાળી હતી કે એક નાના બાકોરા સિવાય તેને આવવાનો મારગ જ નહિ! ઓરડીની બાંધણી નીચલા ભાગમાં હતી, અને એની દિવાલને નવરાવીને નીવા નદી વહી જતી. એ જલનાદે પીટર ઊર્મિમાં આવતો. એ તો મધુર ગીતો ઉપાડતો, પણ પહેરેગીરોએ એ પણ હળવે સાદે ગાવાનું એને કહ્યું.

જેલમાં પીટર જાતજાતની કસરતો કરવા લાગ્યો. એણે પુસ્તકો વાંચવા માંડયાં. અહીં એના ભાઇ અલેકઝાંડરે લડીલડીને એના ભાઇ માટે ચોપડીઓ મેળવી. પછી શિયાળો આવ્યો. એનું શરીર લેવાવા માંડયું. એના ગાલ ઉપર ઊંડા ખાડા પડયા, આંખો ઊંડી ઊતરી ગઈ, એના માંસની પીંડીઓ ઓગળવા લાગી. એની બહેન

એક દિવસ એને મળવા આવી. એ તો ભાઇનો આ કારાવાસ જોઈ ડરી જ ગઇ. તેવામાં બીજે અટવાડિયે એને ખબર મળ્યા કે એના ભાઇ અલેકઝાંડરે સાઇબિરિયાના એક દેશનિકાલી વિષે કાગળ લખ્યો એટલે તેને પકડવામાં આવ્યો હતો. અલેકઝાંડરે પોતાના એકના એક છોકરાને ક્ષયરોગમાં પટકાયેલો અને મૃત્યુના મોંમાં પડેલો જોયો હતો પકડાતી વખતે એને જોઇ લેવાની એણે પોલીસને ખૂબ આજીજી કરી, પણ નિર્દયતામાં દયા ન સંભવી. અલેકઝાંડર ખુદ સાઇબિરિયાનો દેશવટો પામ્યો.

પીટરને આ બનાવથી ખૂબ આઘાત થયો. એને એના ભાઈના ને એના કુટુંબના વિચારો જ આવ્યા કરે. અને આ કેદીની આવી અવસ્થા જોઈને ખુદ સંત્રીઓ પણ કહેવા લાગ્યા: ‘આ આવતું ચોમાસું પણ નહિ જુએ.’ એક વખત ક્રોપોટકિનને ચક્કર આવ્યા; એ પડી ગયો.

આ બનાવો પછી એની જેલબદલી કરવામાં આવી. અહીં એને સુખસગવડ ઠીક હતી. એની બહેને જેલમાં મુલાકાત લીધી. સરકારી વકીલને ખૂબ કાલાવાલા કર્યા કે ભાઇને તે જામીન ઉપર પણ છોડે. પણ કઠોર હૈયાના સરકારી વકીલે કહ્યું: ‘પીટર દશ દિવસમાં મરી જાય એવો છે એવું દાક્તરનું પ્રમાણપત્ર લાવો તો હું છોડું.’ બાપડી બહેન પોક મૂકીને રોઇ પડી.

છતાં લશ્કરી સિપાઇઓની હાસ્પિતાલમાં એને ખસેડવામાં આવ્યો. ખોરાક અને હવાઉજાશની ઠીક રાહત મળવાથી એને ચમત્કારિક ફેરફાર માલૂમ પડવા લાગ્યો, પણ એણે પોતે તો પોતાની માંદગી ટકે એવા જ ભાવ ભજવ્યા.

એક દિવસ બપોરે બે વાગે એક બાઈ આવી. તેણે સરકારી વકીલ મારફતે પીટરને ઘડિયાળ પહોંચાડયું. પીટર ઘડિયાળ ઉઘાડીને જુએ છે તો એમાંથી એક ચિટ્ટી નીકળી, અને એમાં

એને નાસી છૂટવાને માટે સંકેતલિપિમાં આખી યોજના હતી ! તે જ દિવસે ચાર વાગે ભાગી છૂટવાનું પીટરે નક્કી કર્યું. યોજના એવી હતી કે એક ગાડી દરવાજા પાસે ઊભી રહે, અને એમાં ક્રોપોટકિન જેલનાં કપડાં ફેંકી બેસી જાય. ઇસ્પિતાલ સામેનો બંગલો ક્રોપોટકિનના મિત્રે અગાઉથી ભાડે લઈ રાખ્યો હતો, અને રસ્તામાં કોઇ અડચણ નથી એની નિશાની તરીકે એક મિત્ર બંગલાની બારીએ બેસી વાયોલીન વગાડે એમ નક્કી થયું હતું. રસ્તામાં બધે જુદીજુદી જગ્યાએ અને ખૂણાએ એક માઇલ સુધી ક્રોપોટકિનના મિત્રો ગોઠવાઇ જવાના હતા, અને કોઇ ને કોઇ સંજ્ઞાથી રસ્તામાં અડચણ છે કે નહિ એની ખબર પહેલો બીજાને, બીજો ત્રીજાને અને ત્રીજો ચોથાને એમ ઠેઠ વાયોલીનવાળાને પહોંચાડવાના હતા. પણ એ રોમાંચક કથા ક્રોપોટકિન જાતે જ સંભળાવે છેઃ

" હું હમેશની માફક ચાર વાગે ફરવા નીકળ્યો અને એની બહારના માણસોને નિશાનીથી ખબર આપી. બીજી પળે દરવાજા બહાર ગાડી આવવાનો અવાજ સંભળાયો, અને સામેના બંગલામાં વાયોલીન વાગવું શરૂ થયું. પણ તે વખતે હું મારી ઓરડીના દરવાજા પાસે ઊભો હતો. ઈસ્પિતાલનો દરવાજો તો સામે દૂર હતો અને ત્યાં હું પહોંચ્યો ત્યાં તો વાયોલીન વાગતું બંધ થયું. મારો સંત્રી બંદૂક લઈને પાછળ જ ઊભો હતો.

હું પાછો ફર્યો અને પંદર મિનિટ વહી ગઇ પણ વાયોલીનનો અવાજ સંભળાયો નહિ. હું મુંઝાયો. ત્યાં માલનાં દશબાર ગાડાં ઇસ્પિતાલના દરવાજામાં દાખલ થયાં અને મને વાયોલીન બંધ થવાનું કારણ તરત જ સમજાઇ ગયું.

એટલામાં વાયોલીન પાછું શરૂ થયું અને મેં દરવાજા તરફ ચાલવા માંડયું. દરેક પગલે મને ધ્રાસકો હતો કે વાયોલીન બંધ થઈ જશે તો. હું દરવાજા નજીક પહોંચ્યો અને પાછો ફરીને જોઉં છું તો સંત્રી પાંચ છ કદમ દૂર બીજી દિશામાં મોં કરીને ઊભો હતો. મને લાગ્યું કે નાસવાનો આ જ વખત છે. વાયોલીન પણ એ જ કહેતું હતું. મેં જેલનો લીલો ઝભ્ભો જમીન પર ફેંકયો અને દોડવા માંડયું.

મને મારા શરીરની શક્તિનો ભરોસો નહોતો. આથી મેં ધીમે ધીમે દોડવા માંડયું કે રખેને હું છેવટે થાકી જાઉં અને પકડાઇ જાઉં. પણ ત્યાં તો કાઠી ખડકતાં કેટલાક મજૂરોએ મને દોડતો જોયો અને તેમણે બૂમ મારીઃ 'એ દોડયો ! એ દોડયો ! પકડો ! પકડો !' અને તેઓ દરવાજા પાસે મને આંતરવા દોડ્યા. શિકારીની આગળ હરણ દોડે એમ હું દોડ્યો. મને કાંઇ ભાન રહ્યું નહિ. મેં માત્ર દોડ્યા જ કીધું. મારી પાછળ સંત્રી દોડતો હતો. એ મારી એટલી નજીક દોડતો હતો કે એને લાગ્યું કે 'હમણાં પકડું છું.' એણે બેત્રણ વાર તો એની બંદૂકનો કુંદો મને મારવા લંબાવ્યો પણ એનો ઘા ખાલી ગયો. મેં મારી અને એની વચ્ચેનું અંતર ઓછું થવા જ દીધું નહિ.

હું દરવાજાની બહાર નીકળ્યો ત્યાં ગાડીમાં કોઈ અજાણ્યો માણસ બેઠેલો જોયો. મને લાગ્યું કે દગો થયો છે. હું કંપી ઊઠયો. કોઇ અજાણ્યા માણસની ગાડીમાં બેસવું તેના કરતાં તો દોડતાં દોડતાં સોલ્જરની ગોળીથી વીંધાઈ જવું બહેતર એમ મને લાગ્યું. પણ હું ગાડીની નજીક ગયો ત્યાં પેલા અજાણ્યા માણસને લાંબી મૂછો જણાઇ, અને મારા એવી મૂછોવાળા એક પરમ મિત્રનું સ્મરણ થઇ આવ્યું. આ અજાણ્યો માણસ તે મારો એ મિત્ર જ હતો. ભયની વખતે એના જેવો જવાંમર્દ અને બહાદૂર બીજો કોઈ નહોતો. મેં એનું ધ્યાન ખેંચવા દોડતાં દોડતાં જ તાળી પાડી અને એણે હાથમાં રીવૉલ્વર પકડી બૂમ મારીઃ 'જલદી કરો, જલદી કરો. અને હું ગાડીમાં કુદ્યો કે તરત જ કોચમૅને ઘોડો છોડી મૂકયો. કેટલા યે માણસોએ બૂમો પાડીઃ 'પકડો ! પકડો !' પણ ઘોડો જાતવાન હતો. આ કામ માટે ખાસ નવો ખરીદેલો હતો એટલે અમને પકડે તે પહેલાં તો અમે કેટલે યે દૂર નીકળી ગયા, અને એટલી વારમાં મારા મિત્રે મને એક સરસ ઓવરકોટ અને હૅટ પણ પહેરાવી દીધાં.

પણ સૌથી મોટું જોખમ તો ઇસ્પિતાલના દરવાજા પાસે હતું. ત્યાં એક સંત્રીનો પહેરો હતો અને એ ધારે તો મને ગાડીમાં કૂદતાં બહુ સહેલાઇથી રોકી શકે એમ હતું. પણ આમાંથી યે છૂટવાનો રસ્તો મારા મિત્રોએ શોધી રાખ્યો હતો. આ સંત્રીએ એકવાર ઈસ્પિતાલની પ્રયોગશાળા ( લેબોરેટરી )માં કામ કરેલું અને એથી એ વિજ્ઞાનનો શોખીન બન્યો હતો. મારા એક મિત્રે આગળથી જઇ એની સાથે સૂક્ષ્મદર્શક

યંત્રની વાત છેડી હતી અને એ યંત્ર વડે નાનામાં નાની ચીજ પણ કેટલી બધી મોટી દેખાય છે એની ચર્ચા ઉપાડતાં કહ્યું: ' આપણા શરીરમાં એક પ્રકારનાં નાનાં જંતુઓ છે તે આપણું રક્ત અને માંસ ખાઇને જ જીવે છે. તમે એ જંતુની પૂછડી કોઇ દિવસ સૂક્ષ્મદર્શક યંત્ર વડે જોઈ છે?' શું પૂછડી! ' હા, પૂછડી. અરે, એની પૂછડી તો સૂક્ષ્મ-દર્શક યંત્રથી એટલી લાંબી દેખાય છે કે અ ધ ધ ધ...ન પૂછો વાત.'' ' હવે વાત બનાવવી રહેવા દે, ' સંત્રીએ સસ્મિત જવાબ આપ્યો. પણ હું બરાબર જાણું છું. સૂક્ષ્મદર્શક યંત્ર વડે મેં પહેલી એ પૂછડી જ જોઇ છે.'' હું દરવાજાની બહાર નીકળ્યો ત્યારે સંત્રી મારા મિત્રનો આ જવાબ સાંભળી પેટ પકડી હસતો હતો; પણ ત્યાં તો હું તેમની પાસે દોડતો ને ગાડીમાં બેસી ગયો. આ વાત લાગે છે નવલકથા જેવી, પણ છે બનેલી.

અમે ઘોડો દોડાવતાં એક ખચકા પાસે થઈ ડાબા હાથે વળ્યા ત્યાં દારૂના પીઠા પાસે બે પોલીસ ઊભા હતા. બન્ને પોલીસોએ મારા મિત્રની લશ્કરી ટોપીને સલામ ભરી. એ બહુ અકળાઈ ગયો હતો. મેં એને ઠંડો પાડયો: 'ચૂપ ! ચૂપ ! સૌ સારાં વાનાં જ થાય છે. પોલીસ આપણને સલામ ભરે છે.' ત્યાં કોચમૅને પાછા વળીને મારી સામે જોયું અને મેં એક પુરાણા મિત્રનું આનંદથી હસતું મુખ નિહાળ્યું.

રસ્તામાં ઉભેલા મિત્રો મને સલામો ભરતા હતા, કોઇ આંખ મચકારતા હતા, કોઈ તાળીઓ પાડીને હવામાં રૂમાલ ઉડાડતા હતા. સૌને આંખના અણસારાથી નમન કરતો હું નેવસ્કી પહોંચ્યો અને ત્યાં ગાડીમાંથી ઊતરી દાદર ચડી મારા ભાભીના પગમાં પડયો. ભાભીએ મને બાથમાં લીધો. રોતી જાય ને હસતી જાય ને મને બાથમાં ભચડતી જાય. આખરે એણે મને બાથમાંથી છોડી નવાં કપડાં પહેરાવ્યાં, મારી વધેલી દાઢી કાતરી નાંખી અને દશ મિનિટમાં તો હું અને મારો મિત્ર નીચે ઊતરી બીજી ગાડીમાં જઇ બેઠા.

દરમ્યાન સોલજરો મારો પીછો પકડવા ગાડી શોધતા હતા પણ આસપાસ એક માઇલ સુધીની બધી ગાડીઓ મારા મિત્રોએ ભાડે કરી લીધી હતી. પાસે ઘોડાની ટ્રામ દોડતી હતી. સોલજરોએ ટ્રામ કંડક્ટરને ઘોડા છોડી નાખવા હુકમ કર્યો. પણ કંડક્ટરે ઘોડા છોડવાની ના

પાડી અને પેસેન્જરો વચમાં પડયા એટલે સોલજરો જબરજસ્તી પણ કરી શકયા નહિ.

પછી તો પેલો વાયોલીન વગાડનાર અને તેની સાથેની બાઈ અને બધા મિત્રો ટોળામાં ભળી ગયા, અને સોલજરોનાં વીલાં પડી ગયેલાં મોં સામે 'પકડો! પકડો!' ની બૂમો મારવા લાગ્યાં.

દરમ્યાન અમારી (બીજી) ગાડી રસ્તામાં પૂરપાટ દોડતી હતી અને હું મારા મિત્રને પૂછતો હતો: 'આપણે હવે કયાં જઇશું?' 'ડોનનને ત્યાં.' ડોનન મોટા અમીરો અને ધનવાનોની માનીતી હોટલ હતી. 'ડોનનને ત્યાં તમને કોઈ નહિ શોધે,' એમ કહી એ મારી સામે જોઇ મીઠું હસ્યો. 'તમને બધે શોધશે પણ ત્યાં કોઇ નહિ શોધે. અને આજે તો તમે છૂટયા છો એટલે એના માનમાં આપણે ડોનનને ત્યાં જ્યાફત ઉડાવીશું. કેમ, બરાબર છે ને?'

વાજબી માગણી થાય ત્યાં મારાથી પણ બીજું કેમ બોલાય? અમે ડોનનને ત્યાં ગયા અને ત્યાં નિરાંતે ખાઇપી નજીકના એક ગામડામાં જઇ પહોંચ્યા. ત્યાંથી કોઇ મિત્રને નામે પાસપોર્ટ લઈ મેં એક મિત્ર સાથે ફિન્લેંડ ઓળંગ્યો અને બોથનિયાના અખાતના એક બંદરે પહોંચી હું સ્વીડન જવા સ્ટીમરમાં બેઠો. સ્ટીમર ઊપડવાની તૈયારી થઈ એટલે પેલા મિત્રે આવી મને પિટર્સબર્ગના સમાચાર કહ્યા કે મારી બહેન હેલનને પોલીસે પકડી છે અને મારી ભાભીની બહેન પણ પકડાયાં છે. રસ્તામાં આ સમાચાર કહેવાની એને મનાઇ હતી.

મારી બહેનને મારા નાસી છૂટવાની કાંઇ ખબર નહોતી. એનાં છોકરાંઓથી એને વિખૂટી પાડી બે મહિના સુધી પોલીસે કેદમાં રાખી. મારા બનેવી એક સુવિખ્યાત ધારાશાસ્ત્રી હતા. એમણે મારી બહેનને છોડાવવા બહુ કોશિશ કરી પણ પોલીસના વડાએ કહ્યું: "અમે જાણીએ છીએ કે તમારાં વહુ નિર્દોષ છે. પણ અમે ક્રોપોટકિન નાઠો તે જ દિવસે ઝારને ખબર આપ્યા છે કે નસાડનાર પકડાઇ છે. હવે ઝારના મગજમાંથી આ વિચાર ખસેડવા માટે થોડો વખત તો જોઇએ ને?"

હું સ્વીડન ઓળંગી ક્રિસ્ટિનિયા ગયો અને ત્યાંથી સ્ટીમરમાં બેસી હલ જવા નીકળ્યો. જે સ્ટીમરમાં હું બેઠો હતો એ સ્ટીમરના વાવટા

સામે મેં નજર કરી તો તે રશિયા, હંગરી, ફ્રાન્સ અને ઈટાલી–તમામ દેશોના સ્વાતંત્ર્યપૂજક દેશભક્તોને આશ્રય આપનાર યુનિયન જૅકનો વાવટો હતો. મેં અંતઃકરણના ઊંડાણમાંથી એ વાવટાને વંદન કર્યું અને મારી જગ્યા લીધી."*

ઈંગ્લંડમાં ઊતરી ક્રોપોટકિને લિવેશોફનું નામ ધારણ કર્યું અને ત્યાંનાં છાપાંમાં રશિયન સાહિત્ય વિષે લેખો લખી પોતાનું ગુજરાન ચલાવવા માંડયું. એવામાં તેનાં પોતાનાં જ પુસ્તકોની સમાલોચના કરવાનું કામ વર્તમાનપત્રના તંત્રીએ એને સોંપ્યું. ક્રોપોટકિન મૂંઝવણમાં પડયો. તેણે વિચાર્યું: 'મારી જ ચોપડીઓનાં વખાણ કેવી રીતે કરું? કેવી રીતે એની વિરુદ્ધમાં લખું?' આખરે તંત્રી આગળ પોતાની વાત રજૂ કરી અને ત્યારે જ તંત્રીએ જાણ્યું કે ક્રોપોટકિન અને લિવેશોફ એક જ માણસ હતો!

પણ ઇંગ્લંડમાં એને ઝાઝી ચેન પડી નહિ. એ તો ફ્રાન્સ અને સ્વીટ્ઝર્લૅંડમાં ગયો ને મજૂરોની ચળવળમાં પડયો. સેંટ ઈમિયરમાં મજૂરોની મહાસભા હતી અને જ્યુરા ફેડરેશને લાલ વાવટાઓ સાથે સરઘસ કાઢવાનો કાર્યક્રમ યોજ્યો હતો. સ્વીટ્ઝર્લૅંડની સરકારની આંખમાં આ ખૂંચી આવ્યું. સરઘસ સામે મનાઇ હુકમ નીકળ્યો, રસ્તાઓ ઉપર લશ્કરી પોલીસ ગોઠવી દેવામાં આવી. પણ ક્રોપોટકિને તો ગમે તે ભોગે આ ધ્વજના સંરક્ષણનો નિશ્ચય કર્યો હતો. સરઘસ નીકળ્યું. કદમ પર કદમ આગે ધસ્યું. મનાઇ હુકમ છતાં તેનો વિજયધ્વજ ઝળહળ ઝળકવા લાગ્યો!

આ મજૂરોની ચળવળ આખા યુરોપમાં પ્રસરી. આમાંથી આંતરરાષ્ટ્રીય મજૂરસંઘની સ્થાપના થઈ. 'મજૂરોનો ઉદ્ધાર મજૂરોના પોતાના જ હાથમાં છે; તેઓ જ પોતાના વિધાયક છે,' એ સંઘનો ધ્યાનમંત્ર બન્યો.

ક્રોપોટકિન આમાં ઊલટભેર ભાગ લેતો હતો. ૧૮૭૯માં એણે 'લે રિવૉલ્ટ' નામનું પખવાડિક જીનિવાથી શરૂ કર્યું. એની શરૂઆત

* 'પ્રસ્થાન' પુ. ૨, અં. ૩ માંથી ઉદ્ધૃત

વખતે એની પાસે ફક્ત ૨૩ ફ્રેન્ક હતા. પછી તો છાપું આગળ વધ્યું; 'મ્યુચ્યુલ એઇડ' જેવાં અમર સાહિત્યસર્જનનાં આમાંથી બી ફૂટયાં.

આ વખતે ક્રોપોટકિને વિજ્ઞાનની જ્ઞાતા અને સમાજવાદના પ્રચારની અખંડ રસિયણ એક રશિયન કુમારિકા સાથે લગ્ન કર્યાં. આ ગૃહસ્થાશ્રમ અત્યંત મધુર અને સુખમય નીવડયો. ક્રોપોટકિન બીબાં ગોઠવે, તેની પત્ની પ્રૂફ સુધારે, છાપે, ને ' લે રિવોલ્ટ 'ની રવાનગી કરે. આમ ને આમ વરસો સુધી ' લે રિવોલ્ટ'માં એ પતિપત્નીએ અવિરત ઉદ્યોગ કર્યો અને અનેક સુરેખ અને પ્રાણવાન સમાજવાદનાં લખાણો આપી વિશાળ પ્રચાર કર્યો. ભોગવિલાસને પુષ્ટ કરતી, માનવજાતના કલ્યાણ તરફ આંખ આડા કાન કરતી વિજ્ઞાનની મોહકતાને છોડી આ જુગલજોડીએ દીનદુખિયાના નીચાતિનીચ ધૂળઢગલામાં પોતાનાં જીવન નિચોવ્યાં, ને એ જીવનની જ્યોતમાં ભૂખ, દુઃખ ને જેલની ત્રિવિધ તિતિક્ષાનો અમૂલખ આનંદ ભોગવ્યો.

૧૮૮૨ માં દંપતી વિલાયત આવ્યું. જુદાંજુદાં શહેરોમાં ફરીને એણે સમાજવાદની ચળવળ ઉપર વ્યાખ્યાનો આપ્યાં. પછી લંડન આવ્યું. પણ અહીં વિલાસરસિયણ અંગ્રેજ પ્રજાએ ઝાઝી દાદ આપી નહિ. આખરે આ ઇંગ્લંડની ઘોર કરતાં ફ્રાંસની ઘોર સારી એમ વિચારી બન્ને ફ્રાંસ ગયાં.

મોનનમાં તેઓ રહ્યાં. અહીં ક્રોપોટકિને ' એન્સાઇક્લોપિડિયા બ્રિટેનિકા ' માટે શાસ્ત્રીય લેખો લખ્યા. એની પ્રગલ્ભ વિદ્વત્તાને લીધે એને ઇંગ્લંડની બ્રિટિશ રૉયલ જ્યૉગ્રાફિકલ સોસાયટીમાં સભ્ય થવાનું કહેવામાં આવ્યું, પણ એને તો ' રોયલ ' કહેવાતી એકેએક શાહી છાપવાળી સંસ્થા સાથે જ હાડવેર હતું. એણે ના પાડી.

ગામના નાટયગૃહમાં એક વખત બોમ્બ પડયો, ને સાઠ અરાજકતાવાદીઓને ગિરફતાર કરવામાં આવ્યા. પછી તો

ક્રોપોટકિન ઉપર જાતજાતના ભેદી કાગળો આવવા લાગ્યા! સને ૧૮૮૩ ના જાન્યુઆરીમાં એના પર ને એના સાથીઓ ઉપર કેસ ચાલ્યો. સરકારી વકીલે ક્રોપોટકિનની જીવનકથાને ઉજ્જવલ કરતો હોય તેમ કહ્યું: ' ક્રોપોટકિને જે દિવસે ફ્રાંસની ભૂમિ ઉપર પગ મૂક્યો તે જ દિવસથી ફ્રાંસને રાહુની દશા બેઠી છે. સત્યાનાશ જજો એ હત્યારા દિવસનું.' અને ફ્રાંસની અદાલતે ક્રોપોટકિનને પાંચ વરસની સજા આપી. બીજી બાજુ રશિયન સરકારે પેલા સરકારી વકીલને સેંટ એનનો ચંદ્રક ભેટ આપ્યો.

પણ આ જેલ રશિયાના જેવી કપરી નહોતી. ક્રોપોટકિનનાં પત્ની સામે જ મકાન રાખીને રહ્યાં હતાં. રોજ તેઓ તેને મળતાં. અહીં એણે ' જેલ અને જેલીઓના જીવન ઉપર તેની અસર ' એ નામે એક ચોપડી લખી. રશિયન અને ફ્રેંચ કારાવાસના પોતાના અનુભવબિન્દુઓ પણ આપ્યા. પણ એ ચોપડી રશિયાની પોલીસે ઝૂંટવી લીધી ને ફરી એને ન મળી! પણ આ દરમ્યાન લોકમતની પ્રબળ વિરુદ્ધતા ફ્રાંસની સરકારથી ઝાઝી વાર જીરવી શકાઇ નહિ, એટલે ૧૮૮૬ ના જાન્યુઆરીમાં ક્રોપોટકિનને છોડી મૂકવામાં આવ્યો. છૂટતાવેંત એણે અરાજકતાવાદ ઉપર ભાષણો આપવા માંડયાં. પછી તે લંડન ચાલ્યો ગયો. એના પુરાણા મિત્રો સ્ટેપનિયાક અને સાયકોવસ્કીને મળ્યો. હેરોમાં એક ઝૂંપડું લઇ બન્ને ધણીધણિયાણી પોતાના જીવનસિદ્ધાન્તને કઠણ કાર્યવ્રતમાં વણવા લાગ્યાં. અહીં એમને અલેકઝાંડર નામનું સંતાન થયું, એમાં પતિપત્નીએ પોતાનો આનંદ માણવા માંડયો. પણ ત્યાં તો ક્રોપોટકિનને ખબર પડી કે રશિયાના કુટુમ્બ સાથેનો એનો એકનો એક પ્રેમતાંતણો—એનો મોટો ભાઇ—અલેકઝાંડર આપઘાત કરીને સાઇબિરિયામાં મરી ગયો.

હવે અંગ્રેજી કાર્યકર્તાઓમાં એને નવી ભાવના જણાઇ. એણે લંડનમાં ' ફ્રીડમ ' [ સ્વતંત્રતા ] નામનું છાપું શરૂ કર્યું. ફરીથી

પોતાનું ફ્રેંચ પત્ર ' લે રિવોલ્ટ ' બહાર પાડી શસ્ત્રવિરુદ્ધનો પ્રચાર કરવા માંડયો. અહીં જ ' સ્વતંત્રતા'માં આવેલા લેખોને એણે ' પેટનો ખાડો ' એ નામના પુસ્તકમાં સમાવ્યા ને અરાજકતાવાદનું અર્થશાસ્ત્ર સ્પષ્ટ અને સુરેખ રીતે સમજાવ્યું. પછી પોતાના ઊંડા અને બારીક અરાજકતાવાદ અને તેના અર્થશાસ્ત્રના અભ્યાસના ફળરૂપે એણે ' રાજ્ય અને તેનો ઐતિહાસિક ક્રમ' તથા ' આધુનિક રાજ્ય ' એ નામનાં બે પુસ્તકો લખ્યાં. દરમ્યાન 'સહકાર' એ નામનું પુસ્તક લખ્યું હતું અને ' ખેતર, ભઠ્ઠીઓ અને કારખાનાં ' નામની લેખમાળા આપી હતી.

આમ ત્રીસ વર્ષ સુધી ક્રોપોટ્કિન ઇંગ્લંડમાં રહ્યો. એ ચોપડીઓ બાંધતો, સુતારીકામ કરતો, હાથમજૂરી કરતો, સંગીતના આહ્‌લાદ લેતો. વખતોવખત ફ્રાંસ અને સ્વીટ્ઝર્લેંડ એ ભાષણો આપી આવતો, અને એ સત્તાધીશો એની સામેનો મનાઇ હુકમ ભૂલી જતા ! ઇંગ્લંડના એના નિવાસ દરમ્યાન કેમ્બ્રીજ વિદ્યાપીઠે એને ભૂગોળના અધ્યાપક થવાનું નિમંત્રણ આપ્યું, પણ તેમાં શરત મૂકી કે એણે અરાજકતાવાદને તિલાંજલી આપવી ! ક્રોપોટ-કિન કંઇ આવી રાવણસંધિ સ્વીકારે ? એણે તો સાફ ના પાડી !

૧૮૯૭ ના અરસામાં એ અમેરિકામાં પોતાના નૂતન વાદનાં વ્યાખ્યાન આપી આવ્યો, અને ત્યાંના મોટા મોટા પુરુષોનો એને ભેટો થયો. અમેરિકાની આ મુસાફરીએ એની કલમ પાસે ' જીવનસ્મૃતિ ' નો આરંભ કરાવ્યો. ૧૮૯૯ માં એ બહાર પડી. આત્મકથાઓના સાહિત્યમાં એનું સ્થાન ઊંચું છે. આપખુદી સાથેનાં એનાં તુમુલ જુદ્ધો, પ્રજાનું ઉત્થાન ને તેની ઉત્ક્રાન્તિ : એ બધું આ પુસ્તકમાં એણે આબાદ કલમે આલેખ્યું છે. આમાં ૧૮૯૯ સુધીની જ સ્મરણયાત્રા બતાવાઇ છે.

આ વખતે ક્રોપોટકિન પિટર્સબર્ગ ગયો અને પોતાના અલેકઝાંડર બર્કમૅન નામના જેલમાં સડતા સાથીની મુલાકાત માગી, પણ તે

મંજૂર ન રહી. પછી કેટલાંક વર્ષે, કહેવાય છે કે એન્ડ્રૂ કાર્નેગીએ એને પોતાના સ્કૉટલેંડ ગઢમાં મિજબાનીએ નોતર્યો હતો, પણ બર્કમૅનને જેલમાં રાખવામાં, એન્ડ્રુ કાર્નેગીનો હાથ હતો એમ જણાવી તેમાં જવાની તેણે ના પાડી.

૧૯૦૧ માં ફરી યુનાઇટેડ સ્ટેટ્સ ગયો અને 'રશિયન સાહિત્યના આદર્શો અને ભાવનાઓ' એ ઉપર પુસ્તક લખ્યું. અહીં બુકર ટી. વૉશિંગ્ટનનો એને ભેટો થયો. અમેરિકામાં પણ રશિયન સરકારની છૂપી પોલીસે એની પૂંઠ લીધી હતી. પાછળથી એની તબિયત લથડી પડી, છતાં એનો અભ્યાસ જરા યે શિથિલ ન થયો. હજી એ અરાજકતાવાદ વિષે સલાહો આપતો, માર્ગસૂચન કરતો. ૧૯૦૯ માં રશિયામાં વિપ્લવ જાગ્યો. ક્રોપોટકિને લંડનમાં રહ્યા રહ્યા કેટલીક સાહિત્યકૃતિઓ લખી અને એના જેવા દેશનિકાલીઓ સાથે મંત્રણાઓ કરીને તેમાં પોતાનો ફાળો આપ્યો. પછી ૧૯૧૭ ના માર્ચમાં મહાન રશિયન ક્રાન્તિ આવી. ઝારનાં સિંહાસન ઊખડી ગયાં, અને ક્રોપોટકિન પોતાનું જીવનકાર્ય સિદ્ધ થતું દેખી માતૃદેશમાં જવાને તૈયાર થયો. જુનમાં એ પેટ્રોગ્રેડ આવ્યો, અને પછી મોસ્કો. હવે તો એને પળિયાં આવ્યાં હતાં, છતાં આ મહાન ક્રાન્તિમાં એણે પોતાનો ફાળો આપ્યા જ કીધો. કેરેંસી એની સલાહ લેતો. વ્યૂહની નવી નવી એ રચના બતાવતો, પોતાના અરાજકતાવાદની સિદ્ધિને માટે નવાં નવાં ક્ષેત્રો ખેડતો. પણ ત્યાં તો ૧૯૧૭ ના ઑકટોબરમાં બોલ્શેવિકોએ સત્તા લીધી. ક્રોપોટકિન મોસ્કોથી ખસીને ડમીટ્રો આવ્યો.

એક નાના ઘરમાં એ દંપતી રહેતું. ઘરને ચારપાંચ ઓરડી હતી. એક નાની વાડી હતી. પાસે એક ગાય હતી. એને ઘડપણ આવ્યું હતું, કામ કરવાની એનામાં હવે શક્તિ નહોતી રહી, છતાં એને માંડ ખાવાજોગું મળતું. પણ આની એના હોઠે કોઇ વખત પણ ખુલ્લી ફરિયાદ એ ન કરતો. એ તો એને મૂઠીભર મળતું

તેમાં યે બીજાઓને ભાગ લેવા બોલાવતો, ને પોતાના જીવનાદર્શને ખાંડાની ધારે પાળતો. એના મહાન પ્રશંસક લેનિને એની સાથે મતભેદ છતાં ખાસ પરવાનો આપી એને ગાયની ખાનગી મિલકત રાખવાની અને વધુ પેનશનની મંજૂરી આપી.

પણ ક્રોપોટકિને સોવિયેટ સાથે સંબંધ રાખ્યો નહિ. એને એના રાજદ્વારી રંગ નહોતા ગમતા. એની પોતાની ફિલસૂફી નોખી જ તરતી હતી. પોતે માનતો હતો કે સમાજજીવનની મુક્તિના બંધારણમાં સહકાર, સહાનુભૂતિ, સંગીનતા ને વ્યક્તિગત સ્વતંત્રતા હોય; અને બીજી બાજુએ સરકારમાત્રનો નાશ હોય, ઇજારામાત્રનો ઉચ્છેદ હોય. અને સાથે સાથે શ્રમજીવી વર્ગ મિલકતમાત્રનો કબજો લઈ લે, ને મોકળો સહકાર ને વ્યક્તિની સ્વતંત્રતાથી સામાજિક ક્રાન્તિ આણે, નવું વિધાન સર્જે. મૂડીવાદનો એ કટ્ટર વિરોધી હતો, ને એના ક્રાન્તિવાદે એને કાયદો, સરકાર, ધર્મ અને લગ્નની સંસ્થાઓ ઉપર ચાબખા મારતો કર્યો. પણ બોલ્શેવિકો સામે એને એક તાત્ત્વિક ભેદ હતો. એ માનતો નહોતો સત્તા મેળવવાનાં એમનાં રાજદ્વારી સાધનોમાં, એમના કામદારોના રાજ્યની કલ્પનામાં. પોતે અરાજકતાવાદીના સામ્યવાદને ‘ સરકાર વગરનો સમાજવાદ ’ એ રીતે ઓળખાવતો. ક્રોપોટકિન ટૉલ્સ્ટોય સાથે ઘણા વિચારમાં મળતો થતો છતાં એના હિંસાઅહિંસાનાં ‘ટાયલાં’ એને ગમતાં નહિ. માર્કસ સાથે પણ એને મતભેદ હતો, બલ્કે માર્કસને એ કંઈક ઘૃણાથી જોતો હતો. આવી વિચારશ્રેણી છતાં રશિયામાં તે પોતાના સાગરીતોને નવવિધાનમાં સહાય આપવા સૂચવતો. ૧૯૨૦ માં ‘રશિયન ક્રાન્તિ અને સોવિયેટ સરકાર’ એ નામનું વિચારપ્રેરક, વિશાળ ચર્ચા કરનારું નાનું પુસ્તક બહાર પાડયું. આ પછી એણે ‘ નીતિશાસ્ત્ર ’ ઉપર પુસ્તક તૈયાર કર્યું, પણ તે તેના અવસાન પછી જ બહાર આવ્યું.

પીટર ૭૮ વર્ષનો થવા આવ્યો હતો. ડમીટ્રોના નાના ઘરમાં ૧૯૨૧ ના ફેબ્રુઆરીની ૮ મી તારીખે એનું ખખડી ગયેલું શરીર છોડીને એનો ભવ્ય આત્મા સનાતન પ્રદેશમાં ચાલ્યો ગયો.

સોવિયેટ સરકારે એના પાયદસ્ત માટે માગણી કરી, પરંતુ એના કુટુમ્બે તેનો સ્વીકાર કર્યો નહિ. જીવતાં યે એણે સોવિયેટની ભેટો લેવા ના પાડી હતી, સરકાર માત્રનો એણે ઇન્કાર કર્યો હતો, એટલે પાયદસ્તમાં સરકારનો સ્વીકાર કેમ કરાય ? આથી મોસ્કોના અરાજકતાવાદીઓએ ટ્રેડ યુનિયન હાઉસમાં એની પાયદસ્તક્રિયા કરી. કકડતી ઠંડી છતાં વીસ હજાર માણસોએ એની સ્મશાનયાત્રામાં ભાગ લીધો. કાળા વાવટાઓ ફરફરી રહ્યા હતા. લોકનાદ પોકાર કરતો હતો: ‘ ક્રોપોટકિનના જેલોમાં સડી રહેલા મિત્રોને છૂટા કરો, છૂટા કરો. ’ અને એની કબર ઉપર ટૉલ્સ્ટૉય પક્ષના, સમાજવાદીપક્ષના, સામ્યવાદી પક્ષના, એમ અનેક પક્ષના પ્રતિનિધિઓએ સ્તુતિપુષ્પો વેર્યા. ડમીટ્રોનું નાનકડું ઘર સરકારે ક્રોપોટકિનની પત્નીને અંગત ઉપયોગ માટે ભેટ કર્યું, અને એના જન્મશહેર મોસ્કોનું એનું મકાન એના કુટુમ્બને એની અનેક સાહિત્યકૃતિના સંગ્રહસ્થાન માટે આપવામાં આવ્યું.

આમ ક્રોપોટકિન જીવ્યો ને મૂઓ. એના જીવનનાં ઝળહળ તેજ આજે યે અંધારી રાતે માર્ગ પ્રગટાવી રહ્યા છે. એની કબર ઉપર વર્ષો સુધી એનાં અમર સર્જનનાં દીપકો દીપશે, વર્ષો સુધી એની અખંડ અને એકધારી કાર્ય-પ્રણાલીનાં સંગીત ચાલશે, વર્ષો સુધી દીનદુખિયાના બેલીની આરતી ઊતરશે. અને જ્યાં જ્યાં ગરીબનો નિસાસો ઊઠશે, જ્યાં જ્યાં પીડિતની હાય સંભળાશે, જ્યાં જ્યાં આપખુદીનાં તાંડવ ચાલશે, ત્યાં ત્યાં ક્રોપોટકિન એના ભવ્ય જીવનાદર્શે એના અતિઊજળાં સ્વપ્ને પ્રજાની પૂજાને લાયક રહેશે. આજે યે ક્રોપોટકિન જીવે છે; આજે યે રશિયાની પ્રજામાં એની જગાવેલી જ્યોત ઝળકે છે. આત્મસમર્પણની આ ભવ્ય જીવનકથા જીવનાર શહીદ ! તું જીવે છે; તારું જીવન મૃત્યુને મારીને દિવ્ય અને સનાતન ઝળહળે છે.

# નવજુવાનોને

આજે હું નવજુવાનોને બે બોલ કહેવા ઇચ્છું છું. ઘરડાઓ—અલબત્ત મગજ અને હૃદયના ઘરડાઓ—મહેરબાની કરી આ વાંચી આંખને ન દુખવે. એથી એમનું પાણી પણ હાલી શકે એમ નથી.

હું માની લઉં છું કે તમે બધા ૧૮–૨૦ વર્ષની ઉમ્મરના છો, તમે તમારું વિદ્યાર્થીજીવન સમાપ્ત કર્યું છે અને હવે જીવનના ઉંબર ઉપર પગ મૂકવાની તૈયારીમાં છો. હું માની લઉં છું કે તમારા શિક્ષકોએ તમારાં ભેજાંમાં ભરેલાં ભૂતોને તમે નસાડી મૂક્યાં હશે, તમે એ શેતાનોથી બીતા નહિ હો અને પાદરીઓના સ્વર્ગનરક ઉપરનાં ટાયલાં સાંભળવા નહિ જતા હો. વળી તમે આ ખવાઇ જતા સમાજનાં કરુણ પૂતળાંઓ પણ નહિ હો. તેઓ તો તેમના લાંબા પહોળા ચોરણા અને વાંદરિયા મોંનાં પ્રદર્શનો કરે છે અને જુવાનીની ઊગતી વયમાં પણ તેમના દિલમાં કોઈ પણ પ્રકારે ભોગવિલાસ ભોગવવાની ભૂખ ધખી રહી છે...હું તો ઊલટો એમ માનું છું કે તમે એક સહૃદયી માણસ છો અને તેથી જ તમને બે બોલ કહેવા ઇચ્છું છું.

હું જાણું છું કે તમને એ સવાલ પહેલવહેલો ઊઠે છે કે 'હું શું થઇશ?' સાચી વાત એ છે કે દરેક માણસ પોતાની

યુવાવસ્થામાં એમ જ સમજે છે કે એણે આટલાં વર્ષો સુધી સમાજના ભોગે જે કાંઈ હુન્નરઉદ્યોગ કે વિદ્યાકલાનું જ્ઞાન મેળવ્યું છે તે કાંઇ બીજા લોકોને લૂંટવા માટે કે પોતાનો અંગત સ્વાર્થ સાધવા માટે નથી મેળવ્યું; અને સમય આવે પોતાની બુદ્ધિ, પોતાની શક્તિ અને પોતાનું જ્ઞાન આ અજ્ઞાન દરિદ્રનારાયણોના મુક્તિયજ્ઞમાં હોમવાનો જેણે સ્વપ્ને પણ વિચાર નથી કર્યો તે ખરેખર દુષ્ટતાના વિકરાળ જડબામાં ફસાઇ પડ્યો હોવો જોઇએ.

તમે પણ આવા સ્વપ્નદૃષ્ટામાંના એક છો, નહિ વારુ? ચાલો ત્યારે, આપણે જોઇએ કે તમારાં સ્વપ્નો કેવી રીતે સાચાં થાય.

હું નથી જાણતો કે તમે કયા વર્ગમાં જન્મ્યા છો. લક્ષ્મીએ કદાચ તમારા ઉપર મીઠું હાસ્ય વેર્યું હોય, તો તમે વિજ્ઞાનના અભ્યાસ તરફ વળ્યા હશો; તમે ડાક્ટર થશો, વકીલ થશો, સાક્ષર થશો, વૈજ્ઞાનિક થશો. તમારી આગળ તો વિશાળ ક્ષેત્ર પથરાયેલું પડ્યું છે. તમે કસાયેલી બુદ્ધિ અને વિશાળ જ્ઞાનસહિત જીવનમાં પ્રવેશ કરો છો. કદાચ તમે કારીગર પણ હો; તમારું વિજ્ઞાનનું જ્ઞાન નિશાળમાં મળી શકે તેટલું પરિમિત હશે, પણ આજના જમાનાના કારીગરની જિંદગી કેટલી વસમી છે તેનું પ્રત્યક્ષ અનુભવજ્ઞાન તમને મળ્યું હશે.

## બુદ્ધિજીવીઓને

### ડાક્ટરોને

હવે આપણે પહેલો ખ્યાલ વિચારીએ, પછી બીજો વિચારીશું. એટલે હું માની લઉં છું કે તમને વૈજ્ઞાનિક શિક્ષણ મળ્યું છે. ધારો કે તમારે ડાક્ટર થવું છે.

કાલે કોઇ ફાટયાંતૂટયાં કપડાં પહેરેલો એક માણસ કોઇ માંદી સ્ત્રીને જોવા તમને લઇ જશે. તે તમને સામસામેથી આવતા માણસો

ભયકાય એવી સાંકડી ગલીકૂંચીમાંથી લઇ જશે. વાટે મોગરો ચડ્યો હોય એવા નાના ટમટમતા દીવાના ઝાંખા પ્રકાશમાં દુર્ગંધથી ભરેલા વાતાવરણમાં તમે ઉપર ચડશો. તમે એક ગંદા દાદરનાં બે, ત્રણ, ચાર, પાંચ પગથિયાં ચડો છો, અને એક અંધારા ભેજવાળા ઓરડામાં ફાટયાંતૂટયાં ચીથરાંમાં ઢંકાયેલી માંદી સ્ત્રીને ખૂણામાં ખાટલા ઉપર પડેલી જુઓ છો. ફિક્કાં, કાળા પડી ગયેલાં અને ટાઢથી થરથર ધ્રૂજતાં બાળકો ફાટી આંખે તમારા તરફ જોઈ રહે છે. બાપડા ઘરધણીએ આખી જિંદગીભર દરરોજ બાર કે તેર કલાક કશું જોયા વિના વૈતરું જ કર્યું છે. હમણાં ત્રણ મહિનાથી તે ઘેર બેઠો છે. નોકરી જતી રહેવી તે કાંઇ એને માટે નવી વાત નથી. દર વરસે અને વખતોવખત એમ થાય જ છે. પણ પહેલાં એને એક હૂંફ હતી,—એ નોકરી વિનાનો હોય ત્યારે એની સ્ત્રી કાંઇક બહારનું કામ કરતી; તમારાં કપડાં ધોતી કે વાસીદાં વાળતી; પણ હવે તો તે બાપડી બેબે મહિનાથી પથારીવશ છે. આમ આખું કુટુંબ ભીષણ દુર્દશાના પંજામાં ફસાઇ ગયું છે.

ડાકટર સાહેબ! આ દર્દીને શી દવા આપશો? પલકવારમાં તમે જોઇ લીધું છે કે એના રોગનું મૂળ શરીરની દુર્બળતા છે. પૌષ્ટિક ખોરાક અને ચોખ્ખી હવાનો અભાવ છે. તમે એને રોજ દૂધ પીવાનું કહેશો? શહેર બહાર ખુલ્લી હવામાં થોડી કસરત કરવાનું કહેશો? ભેજ વિનાની અને હવા ઉજાસવાળી ઓરડીમાં રહેવાનું કહેશો? કેવી વિષમ વિપરીતતા! ભલા માણસ, આ બધું એ કરી શકતી હોત તો એણે ક્યારનું કરી નાંખ્યું હોત, તમારી સલાહની એણે રાહ પણ ન જોઇ હોત!

તમારા દિલમાં કાંઇક ભલાઇ હશે, તમારી વાણી નિખાલસ હશે, તમારા મુખ ઉપર સરળતા હશે, તો તો આ કુટુંબ તમને ઘણી ઘણી વાતો કહેશે. આ ટાટની પેલી બાજુએ કાળજું

પણ ચોરી નાંખે એવી ઝોધરસ ખાય છે તે બાપડી ગરીબ ઇસ્ત્રી કરનારી છે; આ સીડી નીચેની ચાલમાં રહેતાં બધાં બાળકો તાવમાં પટકાઇ પડ્યાં છે; છેક નીચે ભોંયતળિયે જે ધોબણ રહે છે તે તો આવતો ઉનાળો પણ જોવા પામવાની નથી, અને આ પાડોશીની સ્થિતિ તો એથી યે બૂરી છે.

આ બધાં માંદાંઓને તમે શી સલાહ આપશો ? તમે તેમને પૌષ્ટિક ખોરાક ખાવાની, હવાપાણીની ફેરબદલી કરવાની કે મહેનત ઓછી કરવાની ભલામણ કરશો ? તમે તો કહેવાય તો આ કહેવા ઇચ્છો છો પણ તમારી જીભ ઊપડતી નથી. તમારા હોઠ કાંઇક ફફડે છે, અને પછી ચીરાતા હૃદયે દૈવને શાપ દેતા દેતા તમે ચાલ્યા જાઓ છો.

*

બીજે દિવસે સવારે કૂતરાની માફક રહેતા આ લોકો માટેની વિચારપરંપરા તમારા મગજમાં હજી ચાલ્યા કરતી હતી, ત્યાં તો તમારા ભાગીદારે કહ્યું: "કાલે કોઇ એક પટાવાળો ગાડી લઇને તમને તેડવા આવ્યો હતો. કોઇ એક શ્રીમંત શેઠિયાને ત્યાંથી એ આવ્યો હતો. એમની શ્રીમતીજી સુંદર બંગલામાં રહે છે. એને રાતે ઊંઘ ન આવવાનું દરદ છે, અને તેથી એ નબળી પડી ગઇ છે. એણે એનું આખું જીવન પહેરવાઓઢવામાં, સહેલસપાટા મારવામાં, નાચતમાશાના રંગરાગમાં અને એના બેવકૂફ પતિ સાથે હાહાહીહી કરવામાં વિતાવ્યું છે. મેં એને અવળા વેઢા છોડવાનું, તીખું તમતમતું ખાવાનું ઓછું કરવાનું, ખુલ્લી હવામાં ફરવા જવાનું અને મગજને સમતોલ રાખવાનું કહ્યું છે: અને એ પણ સલાહ આપી છે કે ઘરમાં કોઇ પણ જાતનું શારીરિક કામ ન હોય તો પથારીમાં પડ્યા પડ્યા હળવી કસરત કરવી."

એક મરે છે કારણ કે તે બાપડીને જીવનભર પેટ ભરીને

ખાવાનું મળ્યું નથી કે જોઇતો આરામ મળ્યો નથી; બીજી પીડાય છે કારણ કે જન્મી ત્યારથી કામ શું છે તે તેણે જાણ્યું જ નથી.

હવે જો તમે નિર્બળ ચારિત્ર્યવાળા હશો, હરેક પરિસ્થિતિમાં તમારી જાતને પલોટી નાંખનારા હશો, અથવા તો જોતાં વેંત ઊભા ને ઊભા સળગાવી મૂકે એવા સંજોગોમાં પણ માત્ર એક હળવા નિશ્વાસથી તમારા દિલને દિલાસો આપનારા હશો, તો તો પછી આવી વિષમતાઓથી તમે રીઢા થઇ જશો, અને પછી તમારા હૃદયમાંનો પશુ જાગૃત થશે. આ કંગાળોની અંદર તમારે કદી પણ જવા પ્રસંગ ન આવે એવી રીતે ઠાઠમાઠમાં અને ભોગવિલાસમાં રચ્યાપચ્યા રહેવાની તમને વૃત્તિ થશે. પણ જો તમે માણસ હશો, જો તમારી લાગણીઓને કાર્યરૂપમાં ફેરવી નાંખવાની તમારામાં ઇચ્છાશક્તિ હશે, જો તમારા હૃદયમાં રહેલા પશુસ્વભાવે તમારી વિવેકબુદ્ધિને નષ્ટ નહિ કરી નાંખી હશે, તો તો તમે એક દિવસ ઘેર આવી કહેશો: " ના, આ તો અન્યાય છે. આવું હવે લાંબો સમય નહિ ચાલવું જોઇએ. કેવળ રોગનો ઇલાજ કરવો એટલું બસ નથી; આપણે તેનો જડમૂળથી નાશ કરવો પડશે. લોકોનું જીવન જરા સુખી થાય તો દરદીઓ અને રોગો અર્ધાઅર્ધ ઓછા થઇ જાય. આ શરીરશાસ્ત્ર જાય જહાન્નમની ખાડમાં. સ્વચ્છ હવા, પૌષ્ટિક ખોરાક અને હળવી મજૂરી: બસ, એટલેથી જ શરૂઆત કરવી પડશે. આ વિના ડાકટરનો ધંધો ધંધો જ નથી; તે ફારસ છે, છળકપટ છે, તૂત છે."

અને એ જ દિવસે તમે સમાજવાદમાં શું છે એ સમજશો. તમને એ પૂરેપૂરો સમજવાની ઇચ્છા થશે. જો તમને 'પરમાર્થ' એ શબ્દમાં કાંઇક પણ અર્થ લાગતો હશે અને એક ફિલસૂફ તરીકેના તમારા સાચા અનુમાનને સામાજિક પ્રશ્નના તમારા અભ્યાસમાં કામે લગાડશો, તો તમે અમારા પક્ષમાં અંતરંગ થઇ જશો અને

સામાજિક ક્રાન્તિ લાવવા માટે અમારી સાથે હાથોહાથ મિલાવી કાર્ય કરવા મંડી પડશો.

## વૈજ્ઞાનિકોને

પણ કદાચ તમે કહેશો: "આવા વ્યવહારુ ધંધા સાથે મારે કાંઇ નિસ્બત નથી. ખગોળશાસ્ત્રી તરીકે, પ્રાણીશાસ્ત્રી તરીકે, રસાયણશાસ્ત્રી તરીકે હું તો વિજ્ઞાનની પાછળ જ ખપી જઇશ. એવા કામનાં સારાં ફળ હમેશ મળે છે જ—આ પેઢીએ નહિ તો આવતી પેઢીએ તો ખરાં જ."

તમે વિજ્ઞાન પાછળ ખપી જવા માગો છો તે ક્યા કારણથી તે હવે આપણે તપાસી જોઇએ. મનની જુદી જુદી શક્તિઓને કેળવવામાં અને કુદરતનો અભ્યાસ કરવામાં તમારો ઉદ્દેશ માત્ર નિર્વ્યાજ આનંદ જ મેળવવાનો છે? એમ જ હોય તો હું તમને પૂછીશ કે પોતાનું જીવન માત્ર સુખચેનમાં ગાળવા માટે વિજ્ઞાનનો માર્ગ લેતા એ ફિલસૂફ, અને પોતાની થોડી ઘડીઓ આનંદમાં વિતાડવા માટે દારૂનો આસરો લેનાર પેલા દારૂડિયા વચ્ચે શો ફરક છે? ખરેખર, ફિલસૂફે પોતાના વિલાસની પસંદગી બુદ્ધિપૂર્વક કરી છે કારણકે પેલા પીધેલ કરતાં એને આમાં વધારે ઊંડો રસ અને આનંદ મળે છે. પણ ત્યાં એ ખલાસ થઇ જાય છે. બેઉનો વિચાર સ્વાર્થી છે. પોતાનો અંગત આનંદ એ જ એ બેઉનું અંતિમ ધ્યેય છે.

પણ ના, તમે આવું સ્વાર્થી જીવન ગાળવા નથી ઇચ્છતા. વિજ્ઞાનમાં પડીને તમારે તો આ માનવસમાજનું હિત સાધવું છે. એ વિચાર જ તમારી શોધખોળમાં તમારો માર્ગદર્શક થશે. કેવી મોહક આ ઇન્દ્રજાળ! આપણામાંના કેટલાઓએ વિજ્ઞાનમાં પગ મૂકતી વખતે એ વિચારનો એક ઘડીભર પણ આસરો નથી લીધો?

તમે સાચેસાચ માનવહિતનો વિચાર કરતા હો, તમારું ધ્યેય માનવસમાજનું કલ્યાણ જ હોય, તો તમારી સામે એક જબરજસ્ત પ્રશ્ન આવીને ઊભો રહે છે; કારણકે તમારામાં પૃથક્કરણની વૃત્તિ ઓછી હશે તોપણ તમે તરત જોઇ શકશો કે આજની સમાજમાં વિજ્ઞાન ભોગવિલાસનું માત્ર એક સાધન થઇ ગયું છે. થોડાકની જિંદગી તે વધારે રસમય બનાવે છે, પણ મોટા ભાગને તો તે અસ્પૃશ્ય જ રાખે છે.

વિજ્ઞાને સૃષ્ટિની ઉત્પત્તિના સંગીન અને નિશ્ચયાત્મક સૂત્રો મૂકયા તેને તો આજે સૈકાથી યે વધારે વખત થયો છે. છતાં કેટલા માણસોએ એનો સંપૂર્ણ અભ્યાસ કર્યો છે? કેટલામાં પૃથક્કરણની સાચી શાસ્ત્રીય શક્તિ આવી છે? આવા માણસોની સંખ્યા બહુ બહુ તો અમુક હજારોની હશે. પણ કરોડો માણસોની અંદર હજી આજે પણ જંગલીઓને શોભે એવા વહેમ અને અંધવિશ્વાસ જડ ઘાલી રહ્યાં છે, અને તેઓ ધર્મઢોંગીઓના હાથમાં પૂતળાની માફક નાચે છે, ત્યાં આ સંખ્યાની વિસાત શી?

અથવા તો આપણે એથી આગળ જઇ જોઇએ કે વિજ્ઞાને શારીરિક અને માનસિક આરોગ્ય માટે વિવેકપૂર્ણ રચના કરવામાં શો ફાળો આપ્યો છે? આપણે આપણી પોતાની સ્વસ્થતા કેમ જાળવવી અને ગીચોગીચ ભરાઇ રહેલી જનતાની સુસ્થિતિ કેવી રીતે રાખવી એ આપણને વિજ્ઞાને શીખવ્યું છે. પરંતુ આ બે દિશામાં જે મહાભારત કાર્ય થયું છે, તે માત્ર ચોપડીઓના શાહી–બાગમાં દબાઈ ગયું નથી? આપણે જાણીએ છીએ કે એમ જ છે. કારણ શું? કારણકે જનસમાજ બે ભાગમાં વહેંચાઇ ગયો છે: એક ગુલામ, મજૂર અને કારીગર વર્ગ; અને બીજો માલેતુજાર લખપતિ લૂટારો! આ વસ્તુ વિવેકપુરઃસરનું જીવન ગાળવાનું બધું શિક્ષણ ઊંધું વાળે છે, ને પરિણામે માનવસમાજના સોમાંથી નેવું માણસની માત્ર ટેકડી જ થાય છે.

આજની ઘડીએ વૈજ્ઞાનિક સત્યો અને શોધખોળોની વૃદ્ધિ કરવાની આપણે જરા પણ જરૂર નથી. ખાસ જરૂર છે તે તો મળેલાં સત્યોનો પ્રચાર કરવાની, રોજના જીવનના તાણાવાણામાં તેને વણી લેવાની અને પેઢી દર પેઢી પ્રજાના દરેક વર્ગના વારસામાં ઉતારવાની. આખો માનવસમાજ આ સત્યોને પચાવે અને એનો અમલ કરે, તેમ જ વિજ્ઞાન આજે જે માત્ર વિલાસનું સાધન છે તેને બદલે દૈનિક જીવનનો શ્વાસોશ્વાસ બને એવી રીતે આપણે પુનર્રચના કરવી પડશે. અને ન્યાય એ જ માગે છે.

વળી ખૂદ વિજ્ઞાનના હિતની દૃષ્ટિએ પણ એ જ આવશ્યક છે. વિજ્ઞાનનાં સત્યોને અનુકૂળ આબોહવા મળી રહે ત્યારે જ તે ખરી પ્રગતિ સાધી શકે. ગરમીની યાંત્રિક ઉત્પત્તિનો સિદ્ધાંત એંસી વર્ષો સુધી થોથાંમાં દટાઇ રહ્યો: તેનો ઉદ્ધાર તો લોકોમાં ભૌતિકશાસ્ત્રનો ઠીકઠીક પ્રચાર થયો અને તેઓમાં તે સ્વીકારવાની શક્તિ આવી ત્યારે જ થયો. ઉત્ક્રાન્તિવાદના ઇરેસ્મસ ડાર્વિનના વિચારો બહાર પડ્યા એ પછી ત્રણ પેઢીઓ વીતી ગઈ, અને પછી એના પૌત્ર પાસેથી લોકોએ તેનો સ્વીકાર કર્યો; પછી જ્યારે પ્રજામતનું ખૂબ દબાણ થયું ત્યારે જ વિદ્યાગુરુઓએ પણ તેને માન્યતા આપી. કવિ અને ચિત્રકારની જેમ ફિલસૂફ પણ જ્યાં એ ફરે છે અને ઉપદેશ કરે છે એ સમાજની જ નિષ્પત્તિ છે.

આ વિચારો તમારા જીવનની રગરગમાં ફરતા હોય તો તો તમે સમજી જશો કે આજની સ્થિતિમાં નવો પલટો લાવવાની ખાસ આવશ્યકતા છે. આજે તો ફિલસૂફ વૈજ્ઞાનિક સત્યોને ઘોળી ઘોળીને અજીર્ણ કરી બેઠો છે. ત્યારે બાકીની આખી માનવજાત પાંચ દશ સૈકાઓ ઉપર હતી, તેવી ને તેવી જ દશામાં આજે પણ છે—એટલે તે ગુલામોની, યંત્રોની સ્થિતિમાં છે, અને સિદ્ધ થયેલા સત્યોને હોઠે માંડવા જેટલી પણ તેનામાં તાકાત નથી. જે દિવસે

તમને આ વિશાળ, ઊંડું, માનવહિતૈષી અને ગંભીર વૈજ્ઞાનિક સત્ય સમજાઇ જશે તે દિવસે નર્યા વિજ્ઞાનનો તમારો આજનો રસ ક્યાં ને ક્યાં સુકાઇ જશે. આ નવો પલટો આણવાને માટે જોઇતાં સાધનો પ્રાપ્ત કરવાના કામમાં તમે લાગી જશો, અને વૈજ્ઞાનિક શોધખોળમાં જે નિષ્પક્ષપાતતા તમે સેવી હતી તે અહીં સેવશો, તો અવશ્ય તમે સમાજવાદના પક્ષમાં દાખલ થશો. તમારા ભ્રમભર્યા તર્કો તમે છોડી દેશો, અને તમે અમારા સાથી થશો. પેલા માલેતુજારો પાસે તો હજી મોજમઝાની પુષ્કળ સામગ્રી પડી છે. અને એવા મૂઠીભર માણસો માટે વિલાસનાં સાધનો શોધી શોધીને થાકી ગયેલા હોઇ હવે તમે તમારૂં જ્ઞાન અને શક્તિ આ દીન દુખિયાંઓની સેવામાં સમર્પિત કરશો.

અને ખાત્રીથી માનજો કે જ્યારે તમારામાં કર્તવ્યપાલનનું ભાન જાગશે, તમારા વિચાર અને વર્તનમાં સાચી એકતાનતા આવશે, ત્યારે તમને પોતાને ખ્યાલ પણ નહિ હોય એવી તમારા પોતામાં સુષુપ્ત રહેલી શક્તિઓનું તમને ભાન થશે.

એક દિવસ એવો આવશે જ આવશે અને તે પણ જલદી જ આવશે,—ભલેને આજના આપણા શિક્ષકો ત્યાં સુધી જીવતા નહિ રહે. તે વખતે તમે જે પરિવર્તન આણવાને માટે આજે કાયા તોડી રહ્યા છો તે પરિવર્તન થઈ ગયું હશે. પછી સમાજના ભેગાં વૈજ્ઞાનિક કાર્યોમાંથી નવાં બળો ઉત્પન્ન કરીને તથા વિજ્ઞાનની સેવામાં પોતાની સર્વ શક્તિનું સમર્પણ કરનારા કામદારોની પ્રચંડ સેનાની પ્રબળ મદદથી વિજ્ઞાન આજે ગોકળગાયની ચાલે પ્રગતિ કરી રહ્યું છે તેને બદલે કૂદકે ને ભૂસકે આગળ વધશે. ત્યારે તો આજનું વિજ્ઞાન આવતી કાલના વિજ્ઞાન આગળ બચ્ચાંની રમત લાગશે. ત્યારે તમે વિજ્ઞાનનો ખરો આનંદ લેશો. એ આનંદ એકનો નહિ, અનેકનો હશે; સર્વનો હશે.

# વકીલોને

તમે કાયદાનાં થોથાં વાંચી રહ્યા હશો અને બારિસ્ટરનો જભ્ભો ઓઢવાની તમારી તૈયારી પણ હશે. કદાચ તમને પણ તમારી ભાવિ પ્રવૃત્તિ માટે ભ્રમ હશે. હું માનું છું કે તમે ઉમદા સ્વભાવના છો અને પરમાર્થનું મહત્ત્વ તમે સારી રીતે સમજો છો. કદાચ તમે વિચારતા હશો: "અન્યાયમાત્રની સામે અતૂટ અને પ્રચંડ લડત ચલાવવામાં મારું જીવન ખપાવી દઇશ. ભવ્ય ન્યાયના લોકદર્શન સમા કાયદાનો વિજય આણવામાં મારી સર્વ શક્તિઓને કામે લગાડીશ. આના કરતાં બીજી કયી કારકિર્દી ચડિયાતી હોઇ શકે?" તમે તમારા પોતામાં અને તમે પસંદ કરેલા ધંધામાં વિશ્વાસ રાખીને જીવનની શરૂઆત કરો છો.

ઠીક ત્યારે, કાયદાકેસોનાં પાનાં ઊથલાવી જોઇએ, અને જોઇએ કે નરી વસ્તુસ્થિતિ શું બતાવે છે.

એક માલદાર જમીનદાર છે. એના ગણોતિયાએ ગણોત નથી આપ્યું એટલે એ તેની પાસે કબજો છોડાવવા તવાઈ લાવે છે. કાયદાની નજરે તો એનો દાવો સાબૂત છે. પેલો ગરીબ ગણોતિયો દેણ ભરી શકતો નથી એટલે એણે ખેતર છોડવું જ જોઇએ. પણ આપણે આ ઘટનામાં જરા ઊંડા ઊતરીએ તો આપણને કંઇક નવું જ જાણવાનું મળે છે. પેલા જમીનદારે ગણોત ઓકાવી ઓકાવીને ભોગવિલાસ પાછળ ધુમાડો કર્યો છે. પેલા ગણોતિયાએ સવારથી માંડી સાંજ સુધી રોજને રોજ પરસેવો ઉતાર્યો છે. જમીનદારે તો એની મિલકત પાછળ કશો ઘસારો નથી વેઠ્યો. અને આમ છતાં એનાં ખેતરની પાસે રેલ્વે બંધાઇ, નવા ધોરી રસ્તાઓ થયા, નવી પાકી ખાળો કરાઈ અને પડતર તથા ખેડાણ જમીનોને આંતરા નંખાયા, એટલે છેલ્લાં પચાસ વર્ષોમાં એની

જમીનની કિંમત ત્રેવડાઇ ગઈ. બીજી બાજુ, પેલા ગણોતિયાએ જમીન પાછળ લોહીનું પાણી કરી નાંખ્યું. એ બાપડા ઉપર તો લેણદારોની ધાડ આવી ! એનું દેવું ગળાબૂડ થયું, અને હવે જમીનદારને ગણોત આપવા જેટલી સમ ખાવાની પણ કોડી એની પાસે નથી રહી. હમેશ માલમિલકતની જ તરફેણ કરતો કાયદો તો ચોખ્ખું કહે છે: " જમીનદારનો દાવો પાયાસર છે. " પણ તમે કાયદાની પોપટિયા વાતોથી તમારી હોજરી ન ભરી હોય તો શું કરશો ? તમે પેલો કાયદો કહે છે એટલે શું એમ જ કહેશો કે આ ગણોતિયાએ જમીન છોડવી જ પડશે ? અથવા શું તમે સીધા હિસાબ પ્રમાણે એમ આગ્રહપૂર્વક કહેશો કે ગણોતિયાની મજૂરીને લીધે જમીનદારની મિલકતની કિંમતમાં વધારો થયો છે તેથી એ બધો વધારો જમીનદારે ગણોતિયાને પાછો આપી દેવો જોઈએ ? તમે કયો પક્ષ લેશો ? ન્યાયની સામે કાયદો કબૂલશો કે કાયદાની સામે ન્યાય સ્વીકારશો ?

અથવા બીજો દાખલો લો. કામદારોએ નોટિસ આપ્યા વિના એમના શેઠની સામે હડતાળ પાડી છે. ત્યાં તમે કયો પક્ષ લેશો ? કાયદાનો પક્ષ એટલે કે શેઠનો પક્ષ લેશો કે જેમણે કટોકટીના વખતે ચીરીચીરીને લોકો પાસેથી પૈસા લઈ અનહદ નફો કર્યો છે; અથવા તો કાયદાવિરુદ્ધનો એટલે કે કામદારોનો પક્ષ લેશો કે જેમણે આખી જિંદગીભર માંડ માંડ હાડચામ વળગી રહે એવી રોજી મેળવી છે અને જેમણે સગી આંખે પોતાનાં બાળબચ્ચાંને અને સ્ત્રીને ભૂખમરાથી મરણ ભેગાં થયેલાં ભાળ્યાં છે ? તમે કબાલાની સ્વાધીનતાને ઠોકીઠોકીને પીટનાર છેતરપીંડીને તમારો હાથ આપશો કે સમાનતાનો સાથ લેશો ? સમાનતા તો કહે છે કે એક બાજુ એક માણસે અજીર્ણ થાય એટલું ખાધું છે અને બીજાએ પોતાનું પેટ વળગાવીને હાથ ચાટ્યા છે: એ બે વચ્ચે

એટલે બળિયા અને નબળા વચ્ચે થયેલો કબાલો એ કબાલો જ નથી પણ છેતરપીંડી છે.

વળી બીજો દાખલો લો. અહીં લંડનમાં એક માણસ લોટવાળાની દુકાન આગળ આંટા મારે છે. તે એક પ્યાલી ભરી લોટ ખીસામાં સેરવી દે છે અને પોબારા ભણી જાય છે. પોલીસ એને પકડે છે, એની જુબાની લે છે; અને માલૂમ પડે છે કે એ નોકરી વગરનો થઇ ગયેલો એક કારીગર છે. એને તથા એના કુટુમ્બને આ ચાર ચાર દિવસ થયાં ખાવા મળ્યું નથી. આ માણસને જતો કરવા લોટવાળાને ઘણો ઘણો વીનવ્યો, પણ તેને તો ન્યાય જ જોઇએ છે! પેલા માણસની સામે એ દાવો માંડે છે, અને તે બાપડાને છ મહિનાની કેદની સજા થાય છે. રોજ ને રોજ આવા ચુકાદાઓ સાંભળી સાંભળીને તમારું હૃદય સમાજની સામે કંપી ઊઠતું નથી?

વળી સહેજ આગળ જઇશું. આ એક માણસ છે. જન્મથી જ તે ખરાબ રીતે ઊછર્યો છે. સંસારમાં એણે મીઠો બોલ સાંભળ્યો નથી. એ એક પાડોશીને ઘેર આવે છે, અને પોતાની જિંદગીને જાણે કળશ ચડાવતો હોય તેમ પૈસાને ખાતર પેલા પાડોશીને મારી નાંખે છે. એના પર તમે કાયદાનાં હથિયાર ચલાવશો? તમે એનું માથું માગશો કે એથી યે ખરાબ એને વીસ વરસના કેદખાનામાં દફનાવશો? તમે સારી રીતે જાણો છો કે એનામાં ગુનેગારી છે તે કરતાં ગાંડપણ વધારે છે. અને એ ગમે તેમ હોય તોપણ એનો ગુનો એ સમસ્ત સમાજનો ગુનો નથી?

પેલા વણકરોએ નિરાશાના માર્યા કોઇ અમંગળ ઘડીએ મિલને દીવાસળી ચાંપી સળગાવી મૂકી. તેમને તમે જેલખાને નાંખવાનું કહેશો? આ માણસે એક મુગટધારી ખૂનીને ગોળી તાકી એટલે તેને કાળાપાણી આપશો? અથવા તો શું આ

બળવાખોરોએ ગઢની અંદર ભવિષ્યનો વાવટો રોપ્યો એટલા ખાતર તેમને ગોળીએ વીંધી નાંખશો ? નહિ જ. એક વખત નહિ, હજાર વખત નહિ.

તમે શીખ્યા છો તે,' અચરે અચરે રામ ' ન કરતા હો પણ તેને વિવેકબુદ્ધિથી તોલી તોલીને તપાસતા હો, જો કાયદાની તમે ઊંડી આલોચના કરો અને તેના ખરા સ્વરૂપને ઢાંકી દેનારી કાળીઘોર, ખોટી, બનાવટી વાતોને તેનાથી અળગી કરો તો તમને જણાશે કે માનવસમાજના લોહીખરડ્યા લાંબા ઇતિહાસમાં જુલમો ઉપર જુલમો નોંધાયા છે અને ' મારે તેની તલવાર'નો સિદ્ધાંત આખી દુનિયામાં પ્રવર્તી રહ્યો છે. આ રહસ્યનું જ્યારે તમને ભાન થશે ત્યારે કાયદા સામેનો તમારો ધિક્કાર રાખમાંથી અંગાર ભભૂકે તેમ ભભૂકી ઊઠશે. તમે સમજશો કે પુસ્તકોમાં લખેલા કાયદાના ગુલામ રહેવામાં તમારે હરહમેશ અંતરાત્માના કાયદાની વિરુદ્ધ જવું પડે છે અને ખોટાની સાથે મૈત્રી બાંધવી પડે છે. અને આ દ્વન્દ્વયુદ્ધ લાંબા દિવસ ચાલી શકે નહિ એટલે કાં તો તમે તમારા અંતઃકરણને બહેરું કરશો અને લફંગા થશો, અથવા તમે રૂઢિની સાંકળો તોડી નાંખી આ હડહડતા આર્થિક, સામાજિક અને રાજદ્વારી અન્યાયો જડમૂળથી ઉખેડી નાંખવા અમારી સાથે કામ કરશો. પણ ત્યાં તો તમે સમાજવાદી થઇ જશો, ક્રાન્તિકાર થઇ જશો.

## ઇજનેરોને

મારા નવજુવાન ઇજનેરો, તમે તો વૈજ્ઞાનિક શોધોને ઉદ્યોગમાં અજમાવી કામદારોની સ્થિતિ સુધારવા ઝંખો છો. પણ એ કેવો ભયંકર ભ્રમ છે ! તમે તો ઝાંઝવાની પાછળ જ દોડો છો. તમે તમારી ઊછળતી જુવાનીની બુદ્ધિ કોઇ રેલ્વેની યોજનાને પાર પાડવામાં ખરચો છો. એ રેલ્વે ચડઊતર અને વાંકાચૂંકા

માર્ગ લઇ મોટા અને ઊંચા પહાડોને કોરીને બહાર નીકળે છે, કુદરતે જુદા પાડેલા બે દેશોને એક કરે છે. પણ જ્યાં થોડું કામ થાય છે ત્યાં શું બને છે? મજૂરોની ટુકડીઓની ટુકડીઓ અંધારી સુરંગોમાં ભૂખતરસની હાયવરાળમાં અને માંદગીમાં મરી રહે છે; બીજા કેટલાક લૂગડાને છેડે થોડુંક તાંબાનાણું બાંધી ક્ષયનાં જંતુ લઇને ઘેર જાય છે; વળી પણે સડકના વામ વામ જેટલા અંતરે તુચ્છ લાલચોથી ભોળવાયેલા માણસોનાં મુડદાં પડ્યાં છે; અને છેવટે તે રેલ્વેલાઇન ખુલ્લી મૂકાય છે એટલે તો હુમલો લાવતા લશ્કરની તોપબંદૂકોને માટે એ ધોરી માર્ગ થઇ પડે છે.

તમે તમારું યૌવન ઉત્પત્તિને સરળ બનાવવાની કોઇ શોધખોળમાં ગાળ્યું છે, અને ખૂબ પ્રયત્નો પછી ઘણા યે ઉજાગરા વેઠીને તમે એક આ મહામૂલી શોધ કરી છે તેની અજમાયશ કરો છો અને પરિણામ તો તમારી બધી ધારણાઓને વટાવી દે છે. દશવીસ હજાર માણસોને કામ ઉપરથી છૂટવું પડે છે. કેવળ થોડાં બાળકોને નોકરી ઉપર રાખવામાં આવે છે પણ તેમની દશા એક નિર્જીવ સાંચાના જેવી થઇ રહે છે. ત્રણચાર અથવા બહુ તો દશ મુડીદાર શેઠિયાઓ લાખો રૂપિયા પેદા કરે છે અને બાટલી ભરી ભરીને શરાબ ઢીંચે છે. કહો, તમારું સ્વપ્ન આ હતું કે?

છેવટે તમે અત્યારની ઔદ્યોગિક પ્રગતિનો અભ્યાસ કરો છો અને જુઓ છો કે સીવવાનો સંચો શોધ્યો તો યે પેલી દરજણ તો બાપડી પાઈએ નથી કમાઈ. સેંટ ગોથાર્ડની ટનલમાં પેલો મજૂર કવાયતી છતાં કમળીથી મરી જાય છે. અને પેલો કડિયો અને વેઠિયો પહેલાં હતા તેવાને તેવા બેકાર જ રહ્યા છે. જેટલા જોશથી અને સ્વતંત્રતાથી તમે સાંચાની શોધખોળમાં લાગ્યા રહો

છો તેટલા જ જોશ અને સ્વતંત્રતાથી તમે સામાજિક પ્રશ્નોને છણશો તો તમે ચોક્સ અનુમાન ઉપર આવશો કે જ્યાં સુધી ખાનગી મિલકત–માલિકી અને રોજીની ગુલામીની પ્રથા મોજૂદ છે ત્યાં સુધી તમારી એકેએક નવી શોધખોળ કામદારનું ભલું તો કરવાની નથી તે નથી જ; પણ ઊલટું તેની ગુલામીની જંજીરને વધારે લોખંડી કરશે, તેની મહેનતને વધારે તાવનારી કરશે, કામની અછત હોવાના પ્રસંગો વધારે ને વધારે આવશે, અને કટોકટીના મામલા વધારે ઊભા થશે, પડ્યો પંડ્યો આળોટ્યા કરનારો અને આજ સુધી વિલાસોની છોળ ઊછળાવી રહેલો પેલો એકલો એક જ આદમી તેના નવા નવા લાભ ઉડાવશે. એક વખત આ નિર્ણય ઉપર આવ્યા પછી તમે શું કરશો ? કાં તો તમે ડાહીડમરી વાતો કરીને તમારા અંતઃકરણને બહેરું કરશો, કોઇ મંગલ દિવસે તમે તમારી જુવાનીનાં ઊજમાળાં સ્વપ્નાંને છેલ્લી સલામ કરશો અને તમને પોતાને મોજશોખનાં સાધનો મળે એવો પ્રયત્ન કરશો. ટૂંકમાં, તમે પેલા લોહી ચૂસનારાઓની છાવણીમાં ભળી જશો, અથવા તો તમારું દિલ જરા કૂણું હશે તો તો તમે કહેશોઃ "નહિ જ, આ વખત શોધખોળોનો નથી જ. ઉત્પત્તિના ક્ષેત્રમાં આપણે નવો જ પલટો આણવો પડશે. ખાનગી મિલકતનો નાશ થશે ત્યારે જ ઉદ્યોગની પ્રત્યેક નવી પ્રગતિ સમસ્ત માનવજીવનના ભલા માટે થશે અને આજે માત્ર સાંચા જેવા થઇ રહેલા મજૂરોની મોટી જનતા તે વખતે 'ઢોર' મટીને વિચારવાન પ્રાણી થશે. પછી અભ્યાસદ્વારા વિકાસ પામેલી તેમ જ શારીરિક પરિશ્રમદ્વારા તેજસ્વી બનેલી તેમની બુદ્ધિને તે મજૂરો ઉદ્યોગની પાછળ કામે લગાડશે. આખરે આજે આપણે સ્વપ્નામાં પણ જોઈ શકતા નથી એવું નવું જ યંત્રશાસ્ત્રીય પરિવર્તન એક પચાસ વર્ષના ગાળામાં તેઓ આણી મૂકશે."

# શિક્ષકોને

અને શિક્ષકોને હું શું કહીશ ? મારું કહેવું છે તે પેલા શિક્ષકના ધંધાને માથાઉતાર ગણુનારાને નહિ. હું તો કિલકિલાટ કરતા કુમારોની વચ્ચે બેઠેલા, તેમના ગુલાબી ખુશનુમા ચહેરા ઉપરનાં તેમનાં નિર્દોષ હાસ્યથી હસુ હસુ થઇ રહેલા, તેમ જ પોતાને વીંટળાઇ વળેલાં એ નાનાં નાનાં દેખાતાં ભેજાંઓમાં પોતે જાતે કુમારવયમાં માનવજીવન વિષે જે મધુર ભાવનાઓ સેવી હતી તે ભરવાનો યત્ન કરનારા શિક્ષકોને જ કહું છું.

ઘણી વખત તમારાં મોં પડી ગયેલાં દેખાય છે. હું જાણું છું કે તમારા ચહેરા ઉપર આવી વિશાદની છાયા કેમ પડે છે. આજે જ તમારો માનીતો વિદ્યાર્થી, જો કે સંસ્કૃત તેને બરાબર નથી આવડતું છતાં જેનું દિલ ખૂબ ઊંચા ખવાસનું છે તે જુસ્સાભેર મહારાણા પ્રતાપસિંહની કથા કહી ગયો. તેની આંખ ચમકી રહી હતી. બધા જુલમગારોને ત્યાં ને ત્યાં ગરદન પકડી છૂંદી નાંખવાને જાણે તે તલસતો હતો. અને આ નીચેની પ્રાણવાન લીટીઓ બોલતાં બોલતાં તો એનો આખો પ્રાણ ધમધમી રહ્યો હતો:

**પ્રતાપી વીર્યની મૂર્તિ કાળરૂપ ધરી ઊભી;**
**નમ્યાની વાત શી એની વિશ્વને તુચ્છકારતી.**

પણ એ ઘેર આવ્યો ત્યારે એની માએ, એના બાપે અને એના કાકાએ ગામના પાદરી તેમ જ ઢગડા તરફ માન ન બતાવવા માટે તેનો ખૂબ ઊધડો લીધો. વધારામાં તેમણે તો ડહાપણ, સત્તાનું સન્માન અને મોટેરાંઓ તરફ માનવૃત્તિ એ વિષય ઉપર મોટું લાંબુંચોડું પ્રવચન આપ્યું; અને એ ધોધ એણે 'રાણા

પ્રતાપસિંહ' છોડીને 'નિવૃત્તિવિનોદ' લીધું ત્યારે જ અટક્યો. વળી ગઈ કાલે જ તમને કોઈ કહી ગયું કે તમારા સારામાં સારા વિદ્યાર્થીઓ તો ખરાબ નીવડયા છે. એક પડ્યો પડ્યો મામલતદાર થવાનાં સ્વપ્નાં જ ઘડયા કરે છે, બીજો પોતાના શેઠની સાથે સહિયારું સાધી બાપડા મજૂરોની ટૂંકી રોજીમાં લૂંટ ચલાવે છે. અને તમે તો આ જુવાનોને વિષે ભારે ભારે આશાઓ રાખેલી એટલે આજે હવે તમે તમારા પોતાના આદર્શ અને તમારી આજની જિંદગી વચ્ચે વિરોધ જોઈ કપાળે હાથ હોદો છો.

હજી તમારી મૂંઝવણ ઊકલી નથી. હું તો ભવિષ્ય ભાખું છું કે એએક વર્ષની આજુબાજુમાં એક પછી એક નિરાશા મળ્યા પછી તમે તમારા માનીતા ગ્રન્થકારોને અભરાઈએ ચડાવશો અને છેવટે નિસાસો નાંખી કહેશોઃ "ભાઈ, પ્રતાપ હતો તો સ્વદેશાભિમાની, પણ એનું ભેજું કાંઈક ગયેલું. કવિતા તો સગડીએ બેસી લલકારીએ તો જ સારી—ખાસ કરી આખા દિવસભર ત્રિરાશિ પંચરાશિના દાખલા શીખવીને માણસ થાકી ગયો હોય ત્યારે. બાકી આ કવિઓ તો કલ્પનાનાં રાજ્યમાં જ રહે છે. તેમને તો ધરતી પર પગ જ માંડવો નથી. તેમને ક્યાં પડી છે કે આવતી કાલે નિશાળના ડેપ્યુટી આવશે! . . .

અથવા તો એમ પણ બને કે તમારી જુવાનીનાં સ્વપ્નાં તમારી પાકી અવસ્થાએ દૃઢ આગ્રહનું સ્વરૂપ લે. તમને લાગશે કે એકેએક માણસને, શાળામાં અને શાળાની બહાર, વિશાળ અને માણસાઈનું શિક્ષણ મળવું જોઈએ. અને અત્યારની સ્થિતિમાં એમ થવું અશક્ય છે એમ તમને લાગી જશે, ત્યારે તમે મૂડીવાદી સમાજના પાયા ઉખેડવાને કમર કસશો. તે વખતે તમારી શાળાસમિતિએ તમને લીલું નાળિયેર પકરાવ્યું હશે, તમે છૂટા થઈ ગયા હશો, અને મુક્ત થઈ તમે અમારા પક્ષના થશો,

અમારી વચ્ચે રહેશો. પછી તો તમે તમારા કરતાં, ઉમ્મરે ઘરડા છતાં જ્ઞાને ઓછા એવા માણસોને આધુનિક શિક્ષણ કેટલું મોહક છે, મનુષ્યસમાજ કેવો હોવો જોઇએ અને તે તેવો કેમ થઇ શકે તે સમજાવતા ફરશો. અત્યારની પદ્ધતિને તદ્દન નવો પલટો આપવા માટે તમે સમાજવાદીઓ સાથે ભળી કામ કરશો અને દુનિયામાં સાચી સમાનતા સાધી બંધુતા, અક્ષય સ્વતંત્રતા સ્થાપવા માટે અમારી સાથે ખભેખભા અડાડી જુદ્ધ ખેલશો.

## કલાકારોને

છેલ્લે, હું મારા નવજુવાન કલાકારો—સ્થપતિ, ચિત્રકાર, કવિ, સંગીતશાસ્ત્રીને પૂછીશ કે તમને નથી દેખાતું કે તમારા પૂર્વજોનાં હૈયામાં જે પવિત્ર આતશ બળતો હતો તે આજના માણસોમાં નથી જણાતો? કલા આજે ઉકરડે ઢોળાઇ ગઈ છે, અને કલાના ક્ષેત્રમાં તદ્દન સામાન્ય અને નમાલી કૃતિઓ જ બહુ જોવામાં આવે છે? પણ એ સિવાય બીજું શું થવાનું હતું.

પ્રાચીન કલાના પુનર્દર્શનનો આનંદ અને મધ્યકાલીન નવ-યુગની શકવર્તી કૃતિઓને જન્મ આપનારી નિસર્ગસુંદર પ્રેરણા આજની કલાકૃતિઓના સર્જન માટે ક્યાં છે? ક્રાન્તિના આદર્શે હજી એ પ્રેરણાને સ્પર્શ નથી કર્યો, અને એ આદર્શના અભાવે આપણી કલામાં જીવનતત્ત્વ નથી રહ્યું. આપણા કલાકારો એક ઝાડના પાંદડા ઉપર ઝાકળબિન્દુ પડશે તો ખૂબ મહેનત કરીને તેનો અદલ ફોટોગ્રાફ લઇ લેવામાં જ જાણે પોતાને અષ્ટાંગ સિદ્ધિ પ્રાપ્ત થઇ ગઇ હોય એમ જ માનશે. પછી તો ગાવડીના પગની પીંડીઓની નકલ તૈયાર કરશે, અથવા ગટરની ગૂંગળાવી નાંખે એવી ગંદકીનું કે કોઇ વેશ્યાના વિલાસભવનનું ગદ્ય કે પદ્યમાં ખૂબ બારીકીથી વર્ણન કરી દેવાંગના સમી કલાને રાજભવનની નર્તકી બનાવશે.

તમે પૂછશો : " આમ જ છે તો કરવું શું ?" મારો જવાબ સાંભળજો. તમે કહો છો કે તમારામાં પવિત્ર હુતાશ બળી રહ્યો છે; પણ ભલા માણસ, તે તો ખાલી વાટ પરનો મોગરો જ છે. અને તમે તમારી પેલી હુતાશની માન્યતામાં અત્યારે જેમ કરો છો તેમ કર્યા જ કરશો, તો પરિણામે તમારી કલાનું પતન શરૂ થશે, તમારી કલા કોઇ વેપારીની દુકાનનો શણગાર થશે, ગટર કલાસની વૃત્તિઓને રીઝવશે, અથવા તો પરીઓની વાર્તા લખવામાં જ તેની સમાપ્તિ થશે. અત્યારે પણ તમારામાંનો મોટો વર્ગ એ સ્થિતિ તરફ સરી રહ્યો છે.

પરન્તુ જો તમારું હૃદય માનવસમાજ સાથે એકસૂરું સંગીત કરતું હશે, જો તમારામાં સાચા કવિની જીવનદૃષ્ટિ હશે, તો તો આ નીચેનાં ચિત્રો જોઇને તમે તટસ્થ નહિ જ રહી શકો :

દુઃખસાગરનાં પ્રચંડ મોજાં તમારી ચોમેર પોતાનાં જડબાં વકાસી ભીષણ તાંડવ કરી રહ્યાં છે; ભૂખે તરફડતાં માણસો મરવાને વાંકે તમારી સામે ટગર ટગર જુએ છે; ખાણોમાં મજૂરોનાં મુડદાં ઉપર મુડદાં ખડકાયાં જાય છે; ગઢો અને બરાકોમાં માણસોનાં હાડકાં કાંકરાની જેમ રોળાય છે—જીવન અને મરણનું દ્વંદ્વયુદ્ધ ચાલે છે. એક બાજુ વિજેતાઓના જયનાદ ચાલે છે, બીજી બાજુ પરાજીતોના કરુણ આક્રન્દ સંભળાય છે. વીરતા અને કાયરતા, સદાગ્રહ અને દુરાગ્રહ હાથોહાથની પટાબાજી ખેલે છે. એ બધું તમે જોશો એટલે તમારાથી ઝાલ્યું રહેવાવાનું નથી. પછી તમે એકદમ આ દલિતો અને પીડિતોનો પક્ષ કરશો, તેમાં ઝંપલાવશો; કારણ કે તમે જાણો છો કે **सत्यं शिवं सुंदरम्** અહીં જ છે—પ્રકાશ, માનવતા અને ન્યાય માટે લડનારાઓના પક્ષમાં જ છે.

અરે, તમે તો મને રોકી લીધો. તમે કહો છોઃ " આ ભૂત ક્યાંથી વળગ્યું ? કેવળ વિજ્ઞાન જો વિલાસ જ હોય અને વૈદું એ ધતિંગ હોય, કાયદો જો અન્યાય હોય અને યાંત્રિક શોધખોળ એ લૂટફાટનું સાધન હોય, 'વ્યવહારૂ' માણસોના ડહાપણથી જુદી પડતી નિશાળોને જો પથરા જ મારવાના હોય અને જો ક્રાન્તિના આદર્શ વિનાની કળાથી અધઃપાત જ થતો હોય તો પછી અમારે કરવું શું ? "

એક ભવ્ય અને વિશાળ કાર્ય પડયું છે. તમારા અંતર્નાદ અને તમારી કાર્યપરાયણતા ત્યાં ઝગડશે નહિ, પણ એ બન્નેનું મધુરું સંમિલન થશે. એમાં જ તમારી પ્રતિભાશાળી ભાવનાઓ જાગશે, જીવનનું ખમીર ઊછળી આવશે.

તે કયું કામ ? લો હું તમને કહું. તમારે માટે બે માર્ગ ખુલ્લા છેઃ કાં તો તમે તમારા અંતર્નાદ ઉપર હથોડા ઉપર હથોડા ઠોકયા જ જાઓ અને છેવટે કહોઃ "જ્યાં સુધી હું ભરપટ્ટ ભોગવિલાસ ભોગવું, અને લોકો મારા સ્વાર્થમાં જરાય આડે ન આવે એવા મૂર્ખા રહે, ત્યાં સુધી આ માનવજાત જાય જહાન્નમની ખાડીમાં ! " અથવા તો તમે અમારી સમાજવાદીઓની હરોળમાં દાખલ થઈ જશો અને સમાજની તદ્દન નવી સર્વાંગ પુનર્રચના માટે અમારી સાથોસાથ કામ કરશો. ઉપર આપણે પૃથક્કરણ કર્યું છે તેનું અંતિમ પરિણામ આ જ આવશે. કોઇ બુદ્ધિશાળી નિષ્પક્ષ માણસ પોતાની સામે પડેલી વસ્તુસ્થિતિ બરાબર જુએ, અને મધ્યમ વર્ગના શિક્ષણના દોઢડહાપણની તથા મિત્રોના સ્વાર્થી વિચારોની અવગણના કરે, તો તે આ જ આખરી નિર્ણય ઉપર આવ્યા વિના નહિ જ રહે.

આ પ્રમાણે છેવટના નિર્ણય ઉપર આવ્યા પછી સવાલ ઊભો થાય છેઃ "હવે કરવું શું ?" જવાબ સહેલો છે. આજે

મજૂરોને કેવળ ઢોર જ ગણવામાં આવે છે. તમારી આજુબાજુ આવી જે હવા ચાલી રહી છે તેનો સદંતર ત્યાગ કરો, તમે જનસમાજના હૃદયમાં પ્રવેશ કરો, તો એ સવાલ આપોઆપ ઉકેલાઇ જશે.

તમે જ્યાં જશો ત્યાં, ઈંગ્લંડમાં કે જર્મનીમાં, ઇટલિમાં કે યુનાઇટેડ સ્ટેટ્સમાં, જ્યાં જ્યાં મૂડીવાદીઓ અને મજૂરો છે ત્યાં ત્યાં, તમે જોશો કે કામદાર વર્ગ આજે પ્રાણવાન લડત ચલાવી રહ્યો છે. એ લડતનો ધ્યાનમંત્ર મૂડીવાદીઓએ લાદેલી ગુલામીનો સર્વકાળ માટે નાશ કરવાનો છે તથા ન્યાય અને સમાનતાના સિદ્ધાંત ઉપર રચાયેલી નવી સમાજનું ખાતમુહૂર્ત કરવાનો છે. અઢારમી સદીના ખેડૂત ગુલામોની જેમ કાળજાં ચિરાઈ જાય એવાં શોકગીતો ગાઇગાઇને પોતાનાં દુઃખો જાહેર કરવાનો સમો હવે વહી ગયો છે. આજે તો એ મજૂર પોતાની સ્વતંત્રતાને આડે આવતી દરેક મુશ્કેલીને વટાવતો પોતાનાં પાછલાં કૃત્યોનું પુરું ભાન રાખીને કામ કર્યો જાય છે. રોજ ને રોજ એના મનમાં એના એ જ વિચાર ચાલ્યા કરે છે કે અત્યારની જિંદગી માનવજાતના પોણા ભાગને કેવળ શાપરૂપ વર્તી રહી છે તેને બદલે તે સર્વને આશીર્વાદરૂપ કેવી રીતે કરી શકાય? સમાજશાસ્ત્રના વિકટમાં વિકટ પ્રશ્ન એ છણે છે, અને પોતાની સાબૂત અક્કલથી, નિરીક્ષણથી અને એને મળેલા આંસુભીના અનુભવોથી એ તારણમંત્ર શોધવાને મથે છે. પોતાની જેમ દુઃખમાં સબડી રહેલા પોતાના કારીગર મિત્રોને ભાઈચારામાં લેવાને માટે એ મંડળીઓ સ્થાપવાનો અને તેનું સંગઠન કરવાનો પ્રયત્ન કરે છે. મંડળીની એ સ્થાપના કરે છે અને પાઈ પૈસાના ઉઘરાણાથી મહામુશ્કેલીએ તેને નભાવે છે. પોતાના વાડા બહારના મિત્રો સાથે એ સમજૂતી કરવાનો પ્રયાસ કરે છે અને લડાઇ સાવ અશક્ય થઇ જાય એવા ઊજમાળા દિવસને વહેલો આણવા પેલા બૂમબરાડા પાડતા જીવદયાવાદીઓ કરતાં

તેઓ વધારે પ્રયત્ન કરે છે. પોતાના ભાઈબંધો શું કરે છે તે જાણવા માટે, તેમની સાથેના પરિચયને વધારે ગાઢ કરવાને માટે અને પોતાના વિચારોને વિશાળ કરવા તથા તેમનો પ્રચાર કરવા માટે તેઓ પહાડ જેવી મુશ્કેલીઓ સહીને પણ કામદારો માટેનું છાપું ચલાવે છે. કેવી અખંડ અને અવિરત લડત ! કેવાં એનાં ભગીરથ કામો ! કોઈ વખત થાકી જવાને લીધે, લાંચરુશ્વત લેવાના આરોપને લીધે કે સજા થવાને લીધે કોઇ ખરી પડે છે, તો તેની જગાએ નવા તેર એ ઊભા કરે છે; કોઇ વખત તોપો અથવા બંદૂકોના ગોળીબારોથી કંઈક ટુકડીઓનો નાશ થાય છે, તો તેને એ ફરી વ્યવસ્થિત કરી લે છે; તો કોઇક વખત ભયંકર હત્યાકાંડોને લીધે કપાઇ ગયેલી એની અભ્યાસદોરીને એ ફરી ગાંઠી દે છે. આ બધાં કાર્યો ફરી ફરી સંગઠિત કરવામાં એની કેટલી યે શક્તિનો વ્યય થયો હશે !

એ છાપા ચલાવનારા છે પણ કેવા ! પેટ બાળીને અને ઊંઘ વેચીને એ બાપડા ચાપુચપટી જ્ઞાન પોતાનું કરી લે છે; પોતાની ખાસ જરૂરિયાતો ઉપર કાપ મૂકીને કરેલી બચતમાંથી આ લડત ચલાવે છે. અને કોક દિવસ પેલા શેઠ જાણી જાય કે તેનો કારીગર, તેનો ગુલામ સમાજવાદી થઇ ગયો છે, તો તે દિવસથી જ તેના કુટુમ્બને માટે ભૂખે મરવું એ એકમાત્ર રસ્તો રહે છે. આ તે બરાબર જાણે છે છતાં પોતાનું કામ તે કર્યે જાય છે.

પ્રજાહૃદયમાં તમે પ્રવેશ કરશો તો આવું આવું જોશો. અને ત્યાં આ અવિશ્રાંત યુદ્ધમાં દુઃખના ભારે દબાઈ રહેલો મજૂર કેટલી યે વખત બોલતો સંભળાશે: "અમારે ખર્ચે પેલા ભણ્યા તે નવજુવાન ક્યાં ભાગી ગયા? ક્યાં ગયા એઓ ? એ ભણતા ત્યારે અમે એમને કપડાં આપ્યાં, ખોરાક આપ્યો. જેમને માટે બરડો

એવડ વળી જાય અને ગરદન ચંપાઇ જાય એવા બોજ ઊંચકી ઊંચકીને ભૂખે પેટે અમે આ મકાનો, આ વિદ્યાલયો, આ અજાયબગૃહો ઊભાં કર્યા તેઓ કયાં છે? જેમને માટે અમે અમારા લોહીનું પાણી કરીને પણ, અમે નથી વાંચી શકતા એવી આ આંખે બાઝતી ચોપડીઓ છાપી છે તેઓ કયાં છે? કયાં છે પેલા સમાજશાસ્ત્રના અધ્યાપકો? તેઓ મોઢે તો સમાજશાસ્ત્રની બડી બડી બડાશો હાંકે છે, પણ એમની નજરમાં એક દુષ્પ્રાપ્ય કીડાના જેટલી યે માનવજાતની કિંમત નથી. કયાં છે પેલા સ્વતંત્રતાના ઉપદેશકો? અમે આ લોખંડી જંજીરો તળે ચગદાઇ ચંપાઇ રહ્યા છીએ તેમનો બચાવ કરવા તેઓ કેમ આવતા નથી? આ લેખકો, આ કવિઓ, આ ચિત્રકારો, એઓ ખરેખર ઢોંગી ધુતારાઓની ટોળી છે. ટૂંકમાં, લોકોની વાત કરતાં એઓ એમની આંખમાં ઝળઝળિયાં છલકાવે છે, પણ અમારા કાર્યમાં મદદ કરવા તેઓ કદી પણ અમારી અંદર આવ્યા છે ખરા?" પણ નીરવ શાંતિ આ સવાલોને ગળી જાય છે.

આ શિક્ષિત કહેવાતા વર્ગમાંના કેટલાક પોતાની હીણી બેદરકારીના આનંદમાં મહાલે છે. બીજા મોટા ભાગના આ હુલ્લડખોરોને હસી કાઢે છે, અને એ કદી પણ તેમના હક ઉપર હુમલો લાવે કે તરત તેને ચીરી નાંખવા માટે પોતાના પંજા ઘસે છે.

સાચું છે કે સમયસમયે એકાદ જુવાન બહાર તખ્તા પર આવે છે; રણમેદાન અને ગઢકિલ્લાનાં એ સ્વપ્નાં ઘડે છે, રોમાંચ ખડાં કરે એવાં દશ્યો અને બનાવોની એ શોધમાં ઘૂમે છે; પણ જ્યારે એને લાગી જાય છે કે 'દિલ્હી હજી દૂર છે' અને તે સર કરવા માટે એણે કાંટાની શૈયા પર સૂવું પડશે ત્યારે તે લોક-

ઝંડાને ફગાવી દે છે. સામાન્ય રીતે આવા માણસોમાં ઊંચી ઊંચી મુરાદો ભરી હોય છે. અને પહેલા જ પ્રયાસમાં એઓ નિષ્ફળ જાય છે એટલે લોકોની તાળીઓ મેળવવા માટે કંઈક તરકીબ શોધવા મંડે છે. પણ છેવટે જ્યારે જનસમૂહ એ જ માણસોના શીખવેલા સિદ્ધાંતોને અમલમાં મૂકવાની હિંમત બતાવે છે ત્યારે તેઓ જ એમને ધિક્કારવા માટે પહેલા બહાર પડે છે, અને છતાં જનસમૂહ એમના હુકમ વિના એક ડગલું પણ આગળ વધવાનું સાહસ કરે તો તેમની સામે ગોળી છોડવામાં એ જ નેતા પાછા નહિ પડે.

આટલાં આટલાં મૂર્ખાઈભરેલાં અપમાનો થાય છે, એટલું જ નહિ પણ આ શિક્ષિત વર્ગનો મોટો ભાગ તેમના તરફ વિચિત્ર ઘૃણાથી જુએ છે અને હિચકારા જૂઠા આરોપો ચડાવે છે. મધ્યમ વર્ગના શિક્ષિત નવજુવાનો જનસમૂહની આ પ્રાણવાન સામાજિક ક્રાન્તિની હિલચાલમાં આવી જ સહાય આપે છે !

અને આ પ્રમાણે જ્યાં હજી બધું જ કરવાનું બાકી છે, જ્યાં સુધી જનસમૂહે ઉપાડેલા પ્રચંડ મહાભારત કાર્યોમાં મદદ કરવા માટે જુવાન નરવીરોનાં આખાં સૈન્યોનાં સૈન્યોની શક્તિને, તેમની બુદ્ધિમત્તાને અને તેમના બળને કામે લગાડવા માટે અફાટ ક્ષેત્ર પડયું છે, ત્યાં તમે પૂછશો: " અમારે કરવું શું ? "

" અમારે કરવું શું ? " સાંભળો, શુદ્ધ વિજ્ઞાનના પૂજારીઓ ! સાંભળો. તમારી રગેરગમાં સમાજવાદના સિદ્ધાંતો ઊતર્યા હોય, અરે ! આજે પણ બારણા ખખડાવી રહેલી ક્રાન્તિનો તમને સાચો અર્થ સમજાયો હોય, તો તમને નથી લાગતું શું કે સઘળું વિજ્ઞાન નવા સિદ્ધાંતો સાથે એકરૂપ થાય એવી રીતે ફરી ઘડાવું જોઈએ ? તમારી ફરજ નથી કે છેલ્લી

અઢારમી સદીમાં વિજ્ઞાનની દરેક શાખા પ્રશાખામાં જે ક્રાન્તિ થઇ હતી તેથી પણ વધારે મોટી ક્રાન્તિ તમારે આ ક્ષેત્રમાં આજે કરવી જોઇએ? તમને એમ નથી લાગતું કે આજનો ઇતિહાસ એ મોટા મોટા રાજા, મોટા મોટા રાજદ્વારીઓ, અને મોટી મોટી રાજસભાઓની જાણે ડોસીમાની વાતો છે? અને એ ઇતિહાસને તમારે મનુષ્યજાતિના વિકાસક્રમમાં સાધારણ જનસમાજનું કયું સ્થાન છે એ દૃષ્ટિએ નવેસરથી લખવો પડશે? જાણો છો કે મૂડીવાદની લૂંટફાટને પવિત્ર મનાવનારૂં આજનું સામાજિક અર્થશાસ્ત્ર એના મૂળ સિદ્ધાંતોથી નવેસર ઘટાવવું પડશે? અને એને નવાં નવાં કાર્યક્ષેત્રો આપવાં પડશે? તમે એ પણ જાણો છો ને કે માનવવંશશાસ્ત્ર, સમાજશાસ્ત્ર અને જાતિશાસ્ત્રને તદ્દન નવાં જ બીબાંમાં મૂકવાં પડશે? તેમ જ પ્રાકૃતિક વિજ્ઞાનની ભિન્ન ભિન્ન શાખાઓમાં આધુનિક વિચારો અનુસાર નવા જ તલસ્પર્શી સુધારા કરવા પડશે? આ બધું જાણો છો ને?

ઠીક ત્યારે, મંડો કાર્ય કરવા. તમારી શક્તિઓ શુભ સંકલ્પને સ્વાધીન કરો. ખાસ કરીને તમારા વેધક તર્કવાદથી વહેમની સામે બાથ ભીડવામાં તમે અમને મદદ કરો. તમારી સમીકરણ શક્તિથી પુનર્રચનાનો પાયો નાંખવા અમને હાથ આપો. હજી આગળ જઇને કહું તો સાચા વૈજ્ઞાનિકનું શોધખોળનું પૌરુપ રોજના જીવનની વાતોમાં ઉતારવાનું અમને શીખવો, અને અમને તમારા પૂર્વજોએ બતાવ્યું હતું તેમ બતાવી આપો કે કયાં અને કેવી રીતે માણસ પોતાના સત્યના વિજયને માટે પ્રાણ પાથરવા સુધી જાય છે.

ડૉક્ટર, તમે તો કડ્ડા અનુભવો લઈ લઇને સમાજવાદ શીખ્યા છો. તમે તો આજે કે કાલે, શિયાળે કે ઉનાળે અમને કહેતાં થાકયા જ નથી કે આવીને આવી જ સ્થિતિ, આવું ને

આવું જ વૈતરું રહેશે, તો માનવજાત પ્રલયની નોબતો વહેલી સાંભળશે. અને જ્યાં સુધી માનવજાતનો મોટો ભાગ વિજ્ઞાન આરોગ્યજનક કહે છે એથી ઊલટી સ્થિતિમાં સડ્યા કરશે, ત્યાં સુધી તમારું આખું વૈદકશાસ્ત્ર પણ આ રોગની સામે કશું કરી શકવાનું નથી. તમે લોકોની આગળ પૂરવાર કરી આપો કે આ જ રોગનું કારણ છે અને એને જડમૂળમાંથી જ ઉખેડવું પડશે. અને અમને બધાને એ પણ બતાવો કે મૂળિયાં ઉખેડવા માટે શું શું કરવું જોઈશે.

વિનાશનાં જડબાંમાં વહેલા વહેલા હોમાઈ જતા અમારા આ સમાજ માટે તમારાં નસ્તરચપ્પુ લઈ આવો, અને તમારા સિદ્ધ હસ્તથી એનાં સડેલાં અવયવો ઉપર નસ્તર ચલાવો. માણસાઈનું જીવન કેવું હોવું જોઈએ તે બતાવો. સાચા શસ્ત્રવૈદની જેમ તમે ભાર મૂકી મૂકીને કહો છો કે સડેલું અંગ આખા શરીરમાં ઝેર ફેલાવતું હોય ત્યારે તેને વાઢીને ફેંકી જ દેવું જોઈએ.

તમે વિજ્ઞાનને હુન્નરઉદ્યોગમાં કામે લગાડયું છે. આવો, અને નિખાલસતાથી કહો કે તમારી શોધખોળનું શું પરિણામ આવ્યું છે? પેલા ભવિષ્ય તરફ સામી છાતીએ કૂચ કરવાની હિંમત નહિ કરી શકનારાઓને ખાત્રી કરાવી આપો કે આજ પહેલાં જ પ્રાપ્ત થયેલા જ્ઞાનના ગર્ભમાં કેવી કેવી નવી શોધો ભરી છે, નવી અને સારી પરિસ્થિતિમાં ઉદ્યોગ શું કરી શકે. અને પોતાની જ આવક વધારવાના ઇરાદાથી કાર્ય કરતો માણસ કેવી સહેલાઈથી ઘણું વધારે ઉત્પન્ન કરી શકે.

તમે કવિઓ, ચિત્રકારો, સ્થપતિઓ અને સંગીતકારો! તમને તમારા સાચા જીવનધર્મની સૂઝ હોય અને તમારી કળામાં તમને સાચો રસ હોય તો આવો અમારી સાથે, તમારી કલમ, તમારી પીંછી તમારું ટાંકણું, તમારી ઊર્મિ, એ બધું ક્રાન્તિને ચરણે ધરી

દો. આ સિતમગારોની સામે વીરતાથી લડી રહેલી જનતાનાં રણસંગ્રામો તમારાં છટાદાર અને પ્રોજ્જવલ રણગીતો દ્વારા અથવા તો તમારાં જીવન્ત હૂબહૂ ચિત્રોદ્વારા મૂર્તિમંત કરો, અને જેથી આપણા વડવાઓનાં હૈયાંમાં નવી ચિણગારી પ્રગટી હતી તે ક્રાન્તિનો ભવ્ય અને પ્રાણવાન ઉત્સાહ જુવાનોની રગરગમાં ધગાવી દો. પત્નીઓને સમજાવો કે પતિ સામાજિક મુક્તિના ભવ્ય ધ્યેયને ખાતર પોતાના પ્રાણની કુરબાની આપે એથી વધારે ઉમદા કારકિર્દી કઇ હોઇ શકે ? આ અત્યારની જિંદગી કેવી બેહૂદી છે તે લોકોને બતાવી આપો. અને એનાં કારણો પણ આંગળી ચીંધીને બતાવો. ડગલે ને પગલે અત્યારના સામાજિક બંધારણની મૂર્ખતાઓ સામે લડવા આખડવાનું ન હોય તો આપણું જીવન કેવું સુખી થઇ જાય એ પણ સમજાવો.

અન્તમાં, તમારામાં જ્ઞાન છે, બુદ્ધિ છે, શક્તિ છે, ખંત છે, પણ જો તમારામાં ભલી લાગણીનો છાંટો સરખો યે હોય તો આવો, તમારા મિત્રો સાથે આવો; આવો અને તમારી જેમને ખૂબ જરૂર છે એવા દરિદ્રનારાયણોને ચરણે તમારી સર્વ શક્તિ ધરી દો. પણ યાદ રાખજો કે તમે આવો તો શેઠ થઇને નહિ, પણ સંગ્રામના સાથી તરીકે આવશો; હુકમો છોડવા માટે નહિ, પણ તમારા પોતાના ભાવિ ઉપર વિજયવાવટો ફેરવી રહેલા તમારા પુનર્જીવન માટે બળ પ્રાપ્ત કરવા આવશો; ઝાઝું શીખવાને નહિ, પણ ઘણાઓમાંથી પ્રેરણા ઝીલવા માટે આવશો; થાક ખાધા વિના તેમ જ ઉતાવળ કર્યા વિના જુવાનીના ધબકતા હૈયે અને આધેડતાના પાકટ નિર્ણયે તમે તમને દિવ્ય માર્ગે દોરવા, તેમને વ્યવસ્થિત કરવા તથા તેમની સાથે કામ કરવા આવશો. ત્યારે ને ત્યારે જ તમે સર્વાંગ સંપૂર્ણ ખાનદાનીભર્યું અને વિવેકી જીવન જીવશો; ત્યારે જ તમે જોશો કે આ દિશામાં કરેલો એકેએક પ્રયત્ન સંપૂર્ણ

રીતે ફળીભૂત થાય છે. અને તમારા અંતર્નાદ અને આચરણ વચ્ચેની આ ભવ્ય એકતા એકવાર સ્થપાઇ જશે એટલે તમારામાં આજ સુધી દબાઇ રહેલી અને જેનો તમને સ્વપ્ને પણ ખ્યાલ નહિ હોય એવી શક્તિઓ તમારામાં પ્રગટ થશે. આ પ્રમાણે જનસમાજની સાથે રહીને સત્ય, ન્યાય અને સમાનતા માટેનું અવિરત યુદ્ધ ચલાવશો અને પ્રજાને તમારી અહેશાનમંદ બનાવશો. જગતભરનો નવજુવાન વર્ગ આથી કઇ ઉચ્ચતર કારકિર્દી ઇચ્છે છે ?

તમે શ્રીમંત વર્ગના લોકો છો અને તમારી સામે રહેલો જીવનના ધર્મસંકટનો કોયડો ધ્યાનમાં રાખી માર્ગ બતાવવામાં મેં ખૂબ લાંબું કર્યું છે. તમે હિંમતવાળા હશો, તમારું હૃદય નિર્મળ હશે, તો તો તમારે સમાજવાદીઓ સાથે જોડાઈ જ જવું પડશે, તેમની સાથે કામ કરવું જ પડશે અને સામાજિક ક્રાન્તિનો ઝંડો લઇ તેમની સાથે રહી જંગ માંડવા પડશે.

અને છતાં આ કેવું સીધું અને સરળ સત્ય છે ! માલેતુજાર શેઠિયાઓની વાતો અને કામોનો જેમના ઉપર પૂરેપૂરો પ્રભાવ પડી ચૂકયો છે તેમના મનમાં આ સિદ્ધાંત ઠસાવવા માટે કેટલા યે મિથ્યા તર્કોનું ખંડન કરવું પડે છે, કેટલા યે દુરાગ્રહો જીતી લેવા પડે છે, કેટલા યે સ્વાર્થી વિરોધોને હઠાવી દેવા પડે છે !

## શ્રમજીવી જુવાનોને

જનતાના જવાનો, તમને સંબોધવામાં આજે બહુ ઝીણું નહિ કાંતવું પડે. ભલેને તમારામાં દલીલો કરવાની અને કાર્ય કરવાની શક્તિ ઓછી હશે તો યે અત્યારનો જીવનસંગ્રામ તમને સમાજવાદી બનવાની ફરજ પાડે છે.

શ્રમજીવી વર્ગમાં ઉત્પન્ન થવું અને સમાજવાદની સિદ્ધિ માટે પોતાનું જીવન સમર્પવું નહિ એનો અર્થ પોતાના સાચા ઐતિહાસિક જીવનકાર્યનો દ્રોહ છે.

તમને પેલો દિવસ સાંભરે છે ? તમે હજી નાના છોકરા હતા. શિયાળાના એક કકડતા દિવસે તમે કાંઇક રમવા ગયેલા. તમારાં વા–પાતળાં કપડાંને ચીરીને ટાઢ તમારાં ખભાં ઠારી દેતી હતી. ફાટી ગયેલા જોડામાં કાદવ ભરાઇ જતો હતો. તે વખતે શ્રીમંતોના નાના છોકરાઓ કીમતી કપડાં પહેરી તમારા ઉપર દૂરથી તિરસ્કારભરી નજર નાંખી ચાલ્યા જતા તમે જોતા હતા. તે વખતે પણ તમને લાગતું કે આ છોકરા બુદ્ધિમાં, વ્યવહાર સમજમાં કે કાર્યબળમાં પણ નથી તમારા બરોબરિયા કે નથી તમારા સાથી. પણ પછી તમે બદબો મારતા કારખાનામાં પૂરાઇ પડયા. સવારના સાતથી તે સાંજની સિસોટી વાગે ત્યાં સુધી તમારે ચક્કર ચક્કર ફરતા સાંચાઓ ઉપર કામ કરવું પડતું, અને છેવટે એ સાંચા ઉપર કામ કરતાં કરતાં તમે જાતે જ સાંચા થઇ ગયા. આમ સાંચાની અવિરામ ગતિ અને કર્કશ સ્વર વચ્ચે રહીને વર્ષો સુધી રોજ ને રોજ તમારે પીસાવું પડયું. આ વખત દરમ્યાન પેલા છોકરાઓ તો રોનકદાર નિશાળોમાં અને વિદ્યાલયોમાં કોઇ પણ જાતની ફિકરચિંતા વિના ભણતા હતા. ને આજે એ જ છોકરાઓ બુદ્ધિમાં તમારાથી ઊતરતા હોવા છતાં, તેમને તમારાં કરતાં સારું શિક્ષણ મળ્યું છે તેથી, તમારા શેઠ થઈ બેઠા છે, જીવનના બધા ભોગવિલાસો ભોગવે છે અને સંસ્કૃતિના બધા લાભો ઉઠાવે છે. પણ તમે ? તમારી આજકાલ શી સ્થિતિ છે ? તમે એક નાનીસરખી અંધારી અને ભેજવાળી કોટડીમાં સાંજે પાછા આવો છો અને તમારી નાનકડી ઓરડીમાં પાંચ–છ માણસ 'જાનવર'ની પેઠે પડી રહો છો. તમારી મા જિંદગીથી કંટાળી રહેલી છે. વરસો કરતાં ચિંતાએ તેના ઉપર વધારે કરચલી પાડી છે. તે આવે છે અને તમને સૂકો રોટલો અને કાંદાની કાતરી ખાવા આપે છે. તમારા ખોરાક પછી તમને ભડકું મળે છે. અને પેલાઓ કહે છે કે એ તમારું 'દૂધ' છે ! તમારા મગજમાં એક ઘડીભર પણ વિચાર

અટકતા નથી: "આ લોટવાળાને કાલે ક્યાંથી પૈસા આપીશ? પરમ દિવસે પેલા ભાડાવાળાને કેવી રીતે ટાઢો પાડીશ?"

અરે, ભાઇ! તમારે શું તમારાં માબાપે જેમ ત્રીસચાળીસ વર્ષ ખેંચી કાઢયાં તેમ જ ખેંચવાં છે? તમારે શું બીજાઓ માટે તેમનાં ભોગવિલાસ, જ્ઞાન, કળા, એ બધાં માટેનાં સાધનો ઊભાં કરવા જિંદગી તોડી નાંખવી અને કાલે રોટી મળશે કે નહિ તેની જ સનાતન ચિંતા રાખ્યા કરવી? પેલા ખોબા જેટલા એદીઓને મોજશોખનાં સાધનો મળતાં રહે એટલા જ ખાતર તમે શું તે સાધનોથી વંચિત રહી તમારાં શરીરના સાંધેસાંધા તોડીને બદલામાં દુ:ખ નહિ તો કટોકટીને વખતે તમારા ઉપર જોખમ જ નોતરશો? તમારું જીવનનું સ્વપ્નું શું આવું છે?

કદાચ તમે કપાળ કૂટશો. તમને આમાંથી નાકાબારી ન જડે એટલે કહી નાંખશો: "મારા બાપદાદાઓએ આ દશા ભોગવી, હું એમાં ફેરફાર કરાવનારો કોણ? ભલેને આ દશા રહેતી. આપણે વૈતરું કરી છૂટીએ અને જીવાય તેમ જીવીએ."

ઠીક ત્યારે, એમ જ છે તો જીવનની ઘટનાઓ પોતે જ કોઇ દિવસ તમારા જેવા સૌની આંખ ઉઘાડશે. એક કટોકટીનો પ્રસંગ આવે છે. તે પ્રસંગ પહેલાંની જેમ શ્રાવણની જળભરી વાદળીઓ જેવો નહિ જ હોય. તે આખા ઉદ્યોગનો નાશ કરશે, હજારો કામદારોને દુ:ખદરિયામાં ઝબકોળશે, હજારો કુટુમ્બોને તારાજ કરી મૂકશે. તમે પણ બીજા લોકોની પેઠે આ આફતમાંથી બચવા તરફડિયાં મારો છો, પણ તમે તરત જ જોશો કે તમારી સ્ત્રી, તમારું બાળક, તમારો મિત્ર એ બધાં ધીરેધીરે ભૂખથી અધમૂઆં થઈ જાય છે, અને છેવટે તમારી આંખ આગળ

એક પછી એક પૃથ્વીના પડ ઉપરથી વિદાય લઇ જાય છે. તેમને પેટપૂરતું ખાવાનું મળતું નથી, તેમને પૂરી ડાકટરની માવજત મળતી નથી અને છેવટે, તેઓ એક ભાંગ્યાતૂટ્યા ખાટલા ઉપર પોતાનાં કંતાઈ ગયેલાં દેહ છોડી દે છે! પણ એ સમયે પણ પેલા માલેતુજારો મોટાં મોટાં શહેરોના સુંદર રોશનીદાર રસ્તાઓ ઉપર આવેલા બંગલાઓમાં આનંદની છોળો ઉછાળી રહ્યા છે. પેલા ભૂખે મરે છે, જીવતા દફનાય છે તેની તેમને કશી પડી નથી. તે વખતે તમને થશે કે આ સમાજ કેવો ભયંકર છે. પછી તમે આનાં કારણો તપાસવા માંડશો ત્યારે તમને સમજાશે કે આનાં મૂળમાં તો ખોબા જેટલા નફકરા માણસોની ભૂખાળવી લોભવૃત્તિ છે. આ લોભવૃત્તિ લાખો માણસોના ભોગ લે છે. એટલે તમને સમજાશે કે સમાજવાદીઓ આજે કહે છે કે અત્યારના સમાજની માથાથી તે પગ સુધી પુનર્રચના કરવી જોઇએ અને એ પુનર્રચના અવશ્ય કરી શકાય એ સાવ સાચું છે.

આ સર્વસામાન્ય કાયદાનો વિચાર સહેજ કોરે મૂકીને તમારી ખાસ અંગત સ્થિતિનો વિચાર કરીશું. કોઇક દિવસ તમારો શેઠ પોતાની મૂડીમાં હજી યે વધારો કરવા માટે તમારા પગાર ઉપર નવો કાપ મૂકવાનો પ્રયત્ન કરશે. તમે વાંધો ઉઠાવશો. પણ શેઠ તો તુંડમિજાજમાં જવાબ દેશેઃ " જાઓ, વાલ ચાવો, વાલ; કામ કરવું હોય તો આ જ પગાર મળશે, વધારે નહિ મળે." પછી તમે સમજશો કે તમારો શેઠ તમને મેઢાંબકરાંની માફક સમજે છે, એટલું જ નહિ પણ તેથી યે હલકા ગણે છે. તમને પોતાની પગારની પદ્ધતિથી સકંજામાં પકડીને તેને સખ વળતી નથી, તે તો દરેક રીતે તમને ગુલામ બનાવવા ઊભે પગે રહ્યો છે. કદાચ તે વખતે તમે તેના ચરણમાં મસ્તક ઝુકાવશો; માણસ તરીકેની લાખટકાની આબરૂનું બલિદાન આપશો અને

જીવનભર અપમાનો સહન કરીને જીવન ખતમ કરી નાંખશો. અથવા તો તમારું માથું ફરી જશે, આજે તમે જે સરકણા ઢાળ ઉપર ઊભા છો તેની ભયંકરતાથી તમને કંપારો છૂટશે. તમે સામો ફુંફાડો મારશો. પછી તમને નોકરી પરથી રુખસદ મળશે. ત્યારે સાચેસાચ તમે સમજશો કે સમાજવાદીઓ 'બળવો કરો! આ અર્થશાસ્ત્રની ગુલામી સામે બંડ કરો' એમ કહે છે એ ખરું છે. તે વખતે તમે સમાજવાદીઓના પક્ષમાં ભળી જશો, તમારું સ્થાન મેળવી લેશો અને આર્થિક, સામાજિક તેમજ રાજદ્વારી ગુલામીનો સદંતર વિનાશ લાવવાને માટે તેમની સાથે ખભેખભા અડાડીને કામ કરશો.

ઓ સાફદિલ નવજુવાનો, સ્ત્રીઓ અને પુરુષો, ખેડૂતો અને મજૂરો, કારીગરો અને સિપાઈઓ, તમારામાંનો એકેએક તે વખતે તમારા શા હક છે તે સમજી જશો, અને અમારી હારોહાર કદમ ભરશો: તમે અમારી સાથે જોડાશો, અને તમારાં ભાઈભાંડુઓ સાથે પેલી મહાન ક્રાન્તિ કરવાની તૈયારીમાં લાગ્યા રહેશો. એ ક્રાન્તિ ગુલામીની છાપમાત્રને ભૂંસી રહી છે; જૂની ખવાઈ ગયેલી રૂઢિઓરૂપી જંજીરની કડીએ કડી તોડી રહી છે. વળી માનવજાત આગળ એ ક્રાન્તિ પ્રસન્ન જીવનને માટે નવું અને વિશાળ ક્ષેત્ર ઉઘાડે છે, અને છેવટે સમસ્ત માનવસમાજમાં સાચી સ્વતંત્રતા, સાચી સમાનતા અને નિર્મળ ભ્રાતૃભાવનું સામ્રાજ્ય સ્થાપશે. સૌની સાથે કામ કરો, સૌને માટે કામ કરો. તેમના પરિશ્રમનાં પાકાં ફળો ભોગવો, તેમની તમામ શક્તિનો સંપૂર્ણ વિકાસ થાઓ અને સૌનું જીવન વિવેકી, માનુષી અને સુખી થાઓ.

રખે કોઈને કહેવા દેતા કે આપણે મૂઠીભર રહ્યા એટલે આ ભવ્ય આદર્શને સિદ્ધ કરવાનું આપણામાં શહૂર નથી. ગણો,

આ અન્યાયની ચક્કી તળે કેટલા પીસાઇ રહ્યા છે. આપણે ખેડૂતો પારકાને માટે પરસેવો ઉતારીએ છીએ. પેલો શેઠ જ્યારે બેઠોબેઠો ઘઉં ખાય છે ત્યારે આપણે ફક્ત કુંસકા ચાવીએ છીએ. આપણે ક્યાં ઓછા છીએ? આપણે તો હજારો અને લાખો છીએ. બીજાઓને માટે આપણે રેશમ અને મખમલ વણીએ છીએ અને આપણી જાત તો ચીંથરાથી ઢાંકીએ છીએ. આપણી સંખ્યા પણ હજારોની છે. અને આ સાંચાનો ખટખટારો ઘડીભર જંપે છે તો જોયું છે ને કે શેરીઓમાં આપણાં માણસો કીડીની જેમ ઉભરાય છે? આપણે સિપાઇઓ! અફસરના હુકમથી અથવા તો ઝીકાતા ઘાથી આગળ ખેંચાઈએ છીએ, ગોળી આપણી છાતીને વીંધીને ચાલી જાય છે; અને ચંદ્રકો તથા પેનશનો તો પેલા અફસરોને મળે છે. આપણે ઉલ્લુઓએ ગાંડાની જેમ આપણા ભાઈઓને મારવા સિવાય કશું જાણ્યું નથી. આપણે તો પેલા હુકમો છોડતા ભલા મોરપીંછધારી મહાપુરુષોની સામે એક ડોળો જ ફેરવવાનો અને પછી જોવાનું કે તેમનાં મોં કેવાં પીળાચટ પડી જાય છે!

આપણે સૌ રોજને રોજ દળાયા કરનારા, રોજ ને રોજ ગુંબા ખાનારા: આપણે એક નથી, અનેક છીએ–હજારો અને લાખો છીએ. માણસ આપણી સંખ્યા ગણી શકે એમ નથી. કાળાગ્નિ જેવા ધારીએ તો આપણે સર્વભક્ષી થઈ શકીએ છીએ. આપણા સાગરના પૂર બેઉ પારોને ફરી વીંટી વળે એમ છે. આપણામાં આપાઝું સંકલ્પબળ આવશે ત્યારે માનજો, તે જ ઘડીએ ન્યાય સ્થપાશે; માનજો તે જ ક્ષણે પૃથ્વીના સિતમગર ધૂળ ચાટતા થઇ જશે.

# બંડનો જુસ્સો

માનવસમાજના ઇતિહાસમાં ક્રાન્તિની અનિવાર્યતા સાબિત કરનારા પ્રસંગો આવી જ ઊભે છે અને હવાના બુંદેબુંદમાં તેના આવવાની ઘડીઓ વાગે છે. નવી ભાવનાઓ જ્યાં ને ત્યાં ફેલાઈ રહે છે, નવો પ્રકાશ મેળવવા તે ઝંખે છે, જીવનમાં તે નવા વ્યવહાર શોધે છે. ઠેકઠેકાણે જૂનાપુરાણા ચીલામાં સ્વાર્થ ધરાવતા માણસો જડતાથી એની સામે થાય છે: એ માણસો રૂઢિ તથા વહેમના વાતાવરણમાં ગૂંગળાઇ રહે છે. રાજ્યબંધારણના, સમાજના સમધારણના, શહેરીના રાજકીય અને આર્થિક આંતસંબંધના ચાલતા આવેલા વિચારો, જ્યાં જ્યાં સમો આવે ત્યાં ત્યાં—ઘરમાં કે બહાર, વાતચીતમાં કે ચર્ચામાં, કે ફિલસૂફોનાં લખાણોમાં—નવી ઊભી થતી ટીકા સામે ઝીક ઝીલી શકતા નથી. રાજકીય, આર્થિક અને સામાજિક સંસ્થાઓ કડુડુ ભૂસ થાય છે; સમાજબંધારણ અવાવરું થઈ પડે છે, અને તે તેની પડુપડુ થઇ રહેલી દિવાલોની અંદર ઊધરતા વિકાસના બીજને અટકાયત નાંખે છે, તેને બહાર ફૂટી નીકળતા આંતરે છે.

નવજીવનની જરૂરિયાત દીવા જેવી ચોખ્ખી થઇ પડે છે. લોકોના મોટા ભાગના રોજના જીવનને દોરનારી રૂઢિગ્રસ્ત નીતિનો કાયદો હવે ગજ પકડી શકતો નથી. કાલ જે નર્યો ન્યાય જણાતો હતો તે આજે હડહડતો અન્યાય જણાય છે. કાલ સુધી જે નીતિ મનાતી તે આજે ઘોર અનીતિ લાગે છે. સમાજના એકેએક વર્ગમાં આજે નવી ભાવનાઓ અને જૂની રૂઢિઓ વચ્ચે તુમુલ યુદ્ધ ચાલે છે. હવાના અણુપરમાણુમાં, અરે કુટુંબના માણસમાણસ વચ્ચે યે એ યુદ્ધ

ચાલે છે. દીકરો બાપ સામે ઝગડે છે; બાપે આખી જિંદગીભર જે વસ્તુને સ્વાભાવિક માની હતી તે વસ્તુ દીકરાની આંખને લાલઘૂમ બનાવે છે. દીકરી એની મા સામે આથડે છે; માએ વર્ષોના અનુભવનો જે વારસો આપ્યો હતો તે દીકરીને ફેંકી દેવા જેવો લાગે છે. પડયાપડયા આળોટયા કરતા ઉમરાવજાદાઓની બિનજવાબદાર કુથલીઓ સામે, તેમજ તેમના સ્થાપિત હક્કોને કાયમ રાખવા માટે 'બળિયાના બે ભાગ'ના ન્યાયે જે ભીષણ હત્યાકાંડો ચાલી રહ્યા છે તેની સામે, સમાજ આજે ધૂંધવાઈ રહ્યો છે. જેઓ ન્યાયના વિજયને માટે તલસી રહ્યા છે, જેઓ સમાજજીવનમાં નવા આદર્શો ઉતારવા મથે છે, તેમને તરત જ માલૂમ પડી આવે છે કે તેમના વિશાળ, કલ્યાણકારી અને નવો ઉલ્લાસ આપનારા વિચારો આમ જૂની ઘરેડમાં ચાલતા સમાજમાં મૂર્તિમંત થઇ શકે જ નહિ; અને તેથી તેઓ જુએ છે કે ક્રાન્તિ લાવવી પડશે. તે વાવંટોળની માફક સડાને જડમૂળથી ઉખેડી નાંખશે, ધીમા પડી ગયેલા હૃદયમાં નવો પ્રાણ ફૂંકશે અને માનવસમાજમાં નિષ્ઠા, આત્મસંયમ અને વીરતા સંચારશે. એ થશે નહિ ત્યાં સુધી સમાજ અધોગતિના, દુષ્ટતાના, ઊંડા ઊંડા ખાડામાં ગરકી જશે—ગરકી જશે અને એનું અંગમાત્ર ગળી જશે.

આજનો સમાજ ! પૈસાની હાયવરાળ, સટ્ટાની ધમપછાડ, જંગી ઉદ્યોગોની ચડતીપડતી, આંખના પલકામાં કરોડાધિપતિ થવું અને બીજા પલકારામાં રસ્તાના ભિખારી થઇ જવું, આવી તેની નાણાંની ઉથલપાથલ ! ઉત્પત્તિ અને વ્હેંચણી ઉપર સત્તા ધરાવતી તેમજ સમાજને આબાદ કરતી અર્થશાસ્ત્રની ઇમારતો સમાજને જરા પણ આબાદ નથી કરતી, ઘણુંખરું તો ઊલટું જ પરિણામ લાવે છે. વ્યવસ્થાને બદલે તે અંધેર આણે છે, આબાદીને બદલે પાયમાલી લાવે છે, સલામતીને બદલે જોખમ લાવે છે,

અને પરસ્પરના હિતના સંરક્ષણને બદલે લડાઇ લાવે છે, અને તે લડાઇ પણ કેવી ? મૂડીદારવર્ગ કારીગરવર્ગની સામે લડે છે અને વળી તેઓ અંદર અંદર પોતપોતાના વર્ગમાં પણ લડે છે! મનુષ્યસમાજ બે પરસ્પર વિરોધી ભાગમાં વહેંચાઇ જતો લાગે છે. પછી તેમાં બીજા સેંકડો પેટાવિભાગો પડતા લાગે છે, અને તેમનામાં એકબીજા વચ્ચે ક્રૂર લડાઇઓ ચાલે છે. આવી લડાઇઓથી અને તેની આપત્તિઓથી થાકી રહેલો સમાજ પુનર્રચનાની શોધમાં મંડી પડે છે: મિલકતના માલિકી હકની, ઉત્પત્તિની, હૂંડિયામણની અને અર્થશાસ્ત્રને લગતા બધા સંબંધોની તદ્દન નવેસરથી સંપૂર્ણ રચના કરવા એ કાગને ડોળે તલપાપડ થઈ રહે છે.

સરકારનું રાજ્યતંત્ર વર્તમાન વ્યવસ્થાને ટકાવી રાખવા ખાતર છે, અને તે કામ કરે છે પણ ખરું. પણ એના ખવાઇ ગયેલા સાંધા એના એકએક આંટાએ સરી પડે છે અને સાંચો ખોટકી જાય છે, અને એને કાર્ય કરવું વધુ ને વધુ મુશ્કેલ થતું જાય છે, અને એની ભૂલોથી ઉત્પન્ન થતો અસંતોષ દિન પર દિન વધતો જ જાય છે. દિવસ ઊગે છે અને કંઇક નવીન માગણી રજૂ થાય છે. ‘આ સુધારો, પેલું સુધારો,’ એમ ચારે બાજુથી સંભળાય છે. સુધારકો કહે છે: “લડાઇ, નાણું, કરવેરા, અદાલતો, પોલીસો–બધું નવેસરથી રચાવું જોઇએ, એની વ્યવસ્થા નવેસરથી થવી જોઇએ, એનો પાયો જ નવેસરથી ચણાવો જોઇએ.” અને છતાં બધા જાણે છે, કે આ નવેસરથી કરવું અશકય છે; કારણ કે બધું એકબીજા સાથે સંકળાયેલું છે, બધું તરત જ એકીસાથે એકીવખતે કરવું પડશે. પણ સમાજ જ્યારે બે ખુલ્લા વિરોધી વર્ગમાં વહેંચાઇ ગયો હોય ત્યારે સમાજની પુનર્રચના તે કેમ કરીને થઈ શકે ? અસંતોષીઓને સંતોષવા જતાં બીજા નવા અસંતોષીઓ ઉત્પન્ન થશે.

સરકાર સંપૂર્ણ સુધારા દાખલ કરવા અશક્ત બને છે. કારણ કે તેથી તો ક્રાન્તિનો માર્ગ તૈયાર થાય છે. વળી ખુલ્લી રીતે પ્રચલિત રાજવહીવટની પદ્ધતિ બદલવાની હિંમત ન હોવાથી તે અધકચરા સુધારા દાખલ કરે છે. પરિણામે તેથી કોઇને પણ સંતોષ થતો નથી અને માત્ર નવો અસંતોષ ફાટી નીકળે છે. આવા કટોકટીના પ્રસંગે મવાલ માણસોના હાથમાં રાજ્યનું સુકાન આવે છે, પણ તેમના મનમાં એક જ વિચાર હોય છેઃ પરિવર્તનનો વંટોળિયો આવે તે પહેલાં લક્ષાધિપતિ થવાનો. ચારે બાજુથી તેમના ઉપર પ્રહારો પડે છે, ત્યારે તેઓ વિચિત્ર રીતે પોતાનો બચાવ કરે છે. તેઓ વાત ઉડાવી દે છે અને ભૂલો ઉપર ભૂલો કર્યે જાય છે. છેવટે, મુક્તિ માટેનો રહ્યોસહ્યો છેલ્લો તાંતણો પણ તેઓ કાપી નાખે છે; પછી તો પોતાની નાલાયકીને લીધે સરકારની ઈજ્જતના ફાળકા ઉડાવી દે છે.

આવે પ્રસંગે ક્રાન્તિ જ હોઇ શકે. સમાજ ક્રાન્તિભૂખ્યો બને છે. એ ભૂખ જાતે જ ક્રાન્તિસ્વરૂપ છે.

આપણે મહાન ઇતિહાસકારોના ગ્રંથોમાં જબરજસ્ત ક્રાન્તિઓ કેમ ઉત્પન્ન થઈ અને તેનો વિકાસ કેમ થયો, એ વાંચીએ છીએ; ત્યારે 'ક્રાન્તિનાં કારણો' એ મથાળા નીચે આગલી રાત્રિની વસ્તુસ્થિતિનું નીચેનું દુઃખી ચિત્ર આપણે જોઇએ છીએઃ લોકોની ગરીબી, જાનમાલની સલામતીનો અભાવ, સરકારના જુલમી કાયદાઓ, સમાજમાં ખદબદી રહેલાં ખુલ્લાં ઘોર દૂષણો, અને એ સૌની ઉપર તરી આવતી નૂતન ભાવનાઓ સામેનાં જૂનીઓનાં હવાતિયાં–આ બધું તેમાં હોય છે, એક પણ વસ્તુ ઓછી નથી હોતી, અને આ ચિત્રની રેખારેખાએ ક્રાન્તિની અનિવાર્યતા રંગાઈ રહે છે. આપણને ખાત્રી થાય છે કે ક્રાન્તિ સિવાય આનો બીજો માર્ગ જ નહોતો.

દાખલા તરીકે, ૧૭૮૯ ની અગાઉની વસ્તુસ્થિતિનું ઇતિહાસકારોએ દોરેલું ચિત્ર જુઓ. જુઓ પણે ખેડૂત મીઠાવેરો, ભાગબટાઈ અને રાજભાગની સામે ચીસ પાડી રહ્યો છે; અને ઉમરાવ, મહંત, ઇજારદાર તથા બેલીફને માટે એના દિલમાં ધિક્કારની લાગણી ધૂંધવાઇ રહી છે. વળી ત્યાં તમે એક નાગરિકને તેના મ્યુનિસિપલ હક્કો છીનવી લેવાયા બદલ ઊની વરાળ કાઢતો અને રાજાને શાપ આપતો જુઓ છો. પેલી બાજુ લોકો રાણીને ગાળ ભાંડી રહ્યા છે. વળી પ્રધાનો શું કરી રહ્યા છે એની ખબરથી ખેડૂતો ભભૂકી ઊઠયા છે અને તેઓ કાલારોળ કરી રહ્યા છે કે, આ વેરા અમે કયે ભવે ભરીશું? આ મહેસૂલ ભરીશું ક્યાંથી? પાક જુઓ તો મૂઠીભર અને તેમાં લક્કડિયું હીમ! બજારમાં અનાજના ભાવ ફૂદકે ને ભૂસકે વધતા જાય છે અને ઇજારદારો તો જાણે 'માણસ ખાઉં માણસ ગંધાય' કરી રહ્યા છે! વકીલો પેટ પર પાટુ મારી મોંમાંનો કોળિયો પડાવી લે છે, તલાટી માલમાં દાપું ઓકાવે છે અને હવાલદાર તો મોટો નવાબજાદો થઇને ફરે છે. ટપાલનું ઠેકાણું નહિ અને એ ખાતાના કામદારો આળસુના પીર. ટૂંકમાં, બધું જ સડેલું છે. જ્યાં ને ત્યાં ફરિયાદ જ ઊઠી રહી છે. ચારે બાજુથી ચીસ સંભળાય છે: "આવું લાંબો વખત નહિ ચાલે, એનું પરિણામ ખરાબ આવશે."

પણ આ ટૂંડી ચર્ચા અને ક્રાન્તિ એ બેની વચ્ચે તો વિશાળ મહાસાગર પથરાયેલો છે. બુદ્ધિ અને કાર્ય, વિચાર અને આચાર એ બેની વચ્ચે જેટલું અંતર છે તેટલું અહીં છે. આ અંતરને ઓળંગવું કયી રીતે? હજી ગઇ કાલે તો પેલો માણસ પોતાના દુ:ખની ફરિયાદ કરતો હતો અને તે એટલી સલૂકાઈથી કે એનો હુક્કો તો ચાલ્યા જ કરે. પણ આજે પેલો ઢગડો આવ્યો એટલે એણે નીચા લળીને સલામ કરી. કાલે એ ગાળો દેતો હતો તે તો

જાણે એ ભૂલી ગયો! ગઇ કાલ સુધી પેલો ઉમરાવ ફાટ્યો ફાટ્યો ફરતો હતો. તેના ગઢમાં પેસીને આજે એના એ જ માણસોએ પોતાનાં ધારિયાં–ચપ્પુથી એને ચીરી નાખ્યો. કોણ જાણે કયી શક્તિના ચમત્કારથી કાલે સ્ત્રીઓ જેમને બાયલા કહેતી તેઓ આજે પલકવારમાં વીર થઇ ગયા, અને પોતાના હકો પ્રાપ્ત કરવા ખાતર સણસણતી ગોળી અને ધગધગતા તોપગોળાને સામી છાતીએ ઝીલતા તેઓ આગળ ને આગળ ધસતા જાય છે. કોણ જાણે કેમ, જે શબ્દો વારંવાર ઉચ્ચારાઇને હવામાં વેરાઈ જતા તે આજે સંગીન કાર્યરૂપે મૂર્તિમંત થાય છે.

આનો જવાબ સહેલો છે.

કાર્ય, એકધારું કાર્ય, રોજ ને રોજ નવા ઉત્સાહથી થતું કાર્ય, પછી ભલેને તે મુઠ્ઠીભર માણસોનું હોય પણ તે મુડદામાં પ્રાણ રેડે છે. ધીરજ, નિષ્ઠા અને સમર્પણની ભાવના એ કાયરતા, દાસત્વ અને ત્રાસના જેટલી જ ચેપી છે.

આ કાર્ય કયાં રૂપો લેશે? બધાં જ; ખરેખર, સંજોગો, મનોવૃત્તિ અને સાધનો મુજબ વિવિધ રૂપો લેશે. કોઇક પ્રસંગે એમાં આંસુ હશે, તો કોઈક વખતે એમાં હાસ્ય હશે, પણ એમાં દરેક વખતે સાહસ તો હશે જ; કોઇક વખત એ સામુદાયિક હશે તો કોઇક વખત તે વ્યક્તિગત હશે. આ કાર્યપ્રણાલી હાથ પર આવેલા એક પણ સાધનને જતું કરશે નહિ, ક્રાન્તિની જ્યોત બળતી જ રાખવા જાહેર જીવનનો એક પણ બનાવ એળે જવા દેશે નહિ. પ્રજામાં અસંતોષ વધારશે અને તેને યોગ્ય રીતે તે વ્યક્ત કરશે, પ્રજાનું લોહી ચૂસનારાઓ સામે તિરસ્કાર ફેલાવશે, સરકારની હાંસી કરશે અને એબો ઉઘાડી પાડશે; અને એ ઉપરાંત, ટૂંકમાં, પ્રત્યક્ષ પદાર્થપાઠ આપીને પ્રજામાં હિંમત પ્રગટાવશે અને ક્રાન્તિની જ્યોત સદૈવ પ્રજ્વલિત રાખશે.

દેશમાં જ્યારે બળવાનું વાતાવરણ ઊભું થાય છે ત્યારે, લોકો શેરીઓ અને મહોલ્લાઓમાં નાનાં મોટાં તોફાનો અને હુલ્લડો દ્વારા પોતાનો બળવાનો જુસ્સો પ્રગટ કરે તે અગાઉ, આ મુઠ્ઠીભર કાર્યકર્તાઓ, માત્ર કાર્યથી જ, પ્રજામાં સ્વતંત્રતા અને સાહસનો જુસ્સો જન્માવે છે. આ બે સિવાય કોઈ પણ ક્રાન્તિ સફળ થઈ શકે જ નહિ.

શબ્દોથી સંતોષ નહિ માનનાર પણ પોતાનું બોલ્યું કરી બતાવવા મથતા હિંમતવાન મર્દો, વિચાર અને આચારની એકવાક્યતા સાધનારા એકનિષ્ઠ માણસો, પોતાના સિદ્ધાંતને જેલ, દેશવટો અને મૃત્યુ કરતાંયે વધુ કિંમતી ગણનાર માણસો, સમાજ ઠીકઠીક રીતે ખુલ્લેખુલ્લી ક્રાન્તિના વાવટા હેઠળ કૂચ કરવા તૈયાર થાય અને પોતાના હકને માટે લડવા ઊભા થાય તે પહેલાં લડતના આગુવા બને છે.

અસંતોષ, ચર્ચા, વાતચીતો એ બધાની અંદરથી એક કે એક કરતાં વધારે બળવાનાં કામો શરૂ થાય છે અને તેમાં મહત્ત્વાકાંક્ષી વીર મર્દો પ્રથમ હોમાય છે. બનવાજોગ છે કે શરૂશરૂમાં જનતા બેદરકારી રાખશે; બનવાજોગ છે કે આગળ પડનારાઓની હિંમતનાં વખાણ કર્યાં છતાં, જનતા શરૂઆતમાં તો ડાહ્યા ડમરા લાગતા માણસોની જ સલાહ માનશે. તે માણસો આવાં કૃત્યોને 'ઘેલછા' કહેશે અને આવા માણસોને વિષે કહેશેઃ "આ ગાંડિયાઓ ! આ ઝનૂનીઓ છેક પરવારી બેસવાના છે !"

આ ડાહ્યાડમરાઓએ એવી તો આબાદ ગણત્રી રાખી છે કે તેમનો પક્ષ ધીરેધીરે, સો વર્ષમાં, બસો વર્ષમાં, કદાચ ત્રણસો વર્ષમાં, આખી દુનિયાને પોતાની હથેળીમાં લેશે. પણ આ શું ?

આ તો બલા આવીને વળગી! ન ધારેલું બની ગયું! બિચારા ડાહ્યા ડમરાઓ! જેમને થોડુંયે ઇતિહાસનું જ્ઞાન છે અને જેમનું ભેજું કાંઇક પણ વિચાર કરી શકે છે તેઓ તો સારી રીતે જાણે છે, કે જેમણે આ સિદ્ધાન્તો ઘડ્યા છે તેઓ કાર્ય કરવાનું મુહૂર્ત નક્કી કરે તે પહેલાં તો તે સિદ્ધાન્તનો પ્રચાર વધતો વધતો કાર્યમાં પરિણામ પામ્યો હશે. આમ છતાં જોઇ વિચારીને પગલું ભરવાવાળા સિદ્ધાન્તવાદીઓ આ ગાંડા માણસોની સામે ઘૂરકિયાં કરે છે, તેમને સમાજબહાર કાઢે છે, અને હોઠ પીસીને મંડળી બહાર પણ કાઢે છે. પણ એ ગાંડાઓને તો ચોમેરથી સહાનુભૂતિ મળે છે. જનતા છૂપી રીતે તેમને તેમની હિંમત માટે તાળીઓથી વધાવે છે, અને તેમને પગલે ચાલનારાઓ પણ નીકળે છે. આગુવાઓ જેલ ભરે છે, કાળાં પાણી સેવે છે; બીજા તેમનું કાર્ય ઉપાડી લે છે. ગેરકાયદેસર વિરોધનાં, તોફાનનાં અને વેરનાં કાર્યો રોજ ને રોજ વધતાં જ જાય છે.

આ તરફ આંખમિચામણાં કરી શકાય જ નહિ. પહેલાં જેઓ વિચાર પણ નહોતા કરતા કે આ ગાંડાઓને શું જોઇએ છે તેઓને આજે તેમનો વિચાર કરવો પડે છે, તેમના વિચારો પર ચર્ચા કરવી પડે છે, તેમની તરફેણ કે વિરુદ્ધ જવું પડે છે. કાર્યો દ્વારા મૂર્તિમંત થતી આ નવી ભાવનાઓ પ્રજાનું ધ્યાન આકર્ષી તેમના હૃદયમાં પ્રવેશ પામે છે અને નવા અનુયાયીઓ મેળવે છે. આવું એકાદ કાર્ય, થોડા જ દિવસમાં, હજારો પત્રિકાઓ કરતાં વધારે પ્રચારકામ કરે છે. સૌથી વિશેષ, કાર્ય જ ક્રાન્તિનો જુસ્સો પેદા કરે છે, સાહસ પ્રગટાવે છે. પોલીસ, મેજિસ્ટ્રેટ, હવાલદારો અને સિપાઇઓના ટેભાથી જૂની રાજ્યવ્યવસ્થા ટકતી હતી. ઇડરિયા ગઢની માફક ભરી બંદૂકો પણ એની કાંકરી ખેસવી શકે એમ લાગતું નહોતું. પણ હવે તો સમજાઇ ગયું છે

કે એ તો રેતીનું ચણતર છે. એક જ બહાદુરીભરેલું કાર્ય* થોડા જ દિવસમાં, આખી સલ્તનતના સાંચાને ઉથલાવી શક્યું છે, એ રાક્ષસી યંત્રને ધૂળભેગું કરી શક્યું છે; બીજો બળવો ફાટી નીકળતાં જ આખો પ્રાંત સફાળો ઊઠીને ઊભો થઇ ગયો, અને જે સિપાઇઓ અત્યારસુધી બંદૂકડીથી ડરાવતા હતા તે મૂઠીભર ખેડૂતોની લાકડી અને પથરાની સામે હારી જઇ પલાયન કરી ગયા છે. લોકોને હવે સમજાઇ ગયું છે, કે આ તો ગધેડાએ વાઘનું ચામડું ઓઢ્યું હતું; તેમને ઝાંખી થઈ ગઈ છે, કે થોડા પુરુષાર્થી યત્ન એને શિથલાવી નાખવા માટે બસ થશે. એમનાં હૃદયમાં આશાના અંકુર ફૂટે છે, અને ખસૂસ યાદ રાખજો, કે મરણિયો જ ક્રાન્તિના સમરાંગણમાં ઉતરવા પ્રેરાય છેઃ અને એની આશા, એના વિજયની આશા જ ક્રાન્તિ કરાવે છે.

સરકાર સામી થાય છે. તે અત્યાચાર કરવા મંડે છે ત્યારે તે પૂરેપૂરી જંગલી બને છે. પહેલાં આવી દમનનીતિ પ્રજાના જુસ્સાને દાબી શકતી હતી, પણ હવે જુસ્સો પ્રજાની રગેરગમાં વ્યાપી ગયો છે ત્યારે પરિણામ તદ્દન જુદું જ આવે છે. દમન-નીતિના એકએક ચાબખાએ ક્રાન્તિનાં નવાં પગલાં મંડાય છેઃ બળવાખોરોમાં શૂરાતન પ્રગટે છે; અને થોડા જ વખતમાં એ જાતનાં કાર્યો સમાજમાં સર્વસામાન્ય થઈ રહે છે, વિસ્તાર પામે છે. કાલ સુધી જે તત્ત્વો વિરોધમાં હતાં, તદ્દન બેદરકાર હતાં, તે આજે ક્રાન્તિના પક્ષમાં જોડાય છે અને ક્રાન્તિપક્ષને નવું બળ મળે છે. સરકાર, રાજકર્તાવર્ગ અને ઉમરાવવર્ગમાં સંધિવાની શરૂઆત થાય છે; તેમાંના કેટલાક મર્યાદિત વિરોધની ભલામણ કરે છે; કેટલાક છૂટછાટ મૂકવાની ભલામણ કરે છે; અને વળી કેટલાક આગળ વધીને બળવો શમાવવાને ખાતર, એક કામચલાઉ

* જેમકે બારડોલીનો સત્યાગ્રહ —અનુવાદક

ઉપાય તરીકે, પોતાના હકદાવાનો ત્યાગ કરવાની તૈયારી બતાવે છે. આમ સરકાર અને ઉમરાવવર્ગની મૈત્રીમાં ભંગાણ પડે છે.

એ રાજકર્તાવર્ગને જંગલી પશુબળમાં પોતાની સલામતી લાગે છે, પણ હવે નેવનાં પાણી મોભે ચઢી શકે એમ નથી. યુદ્ધ શમવાને બદલે તુમુલ બને છે, તેનું સ્વરૂપ વધારે ઉગ્ર થાય છે અને પરિણામે, ક્રાન્તિ લોહીવર્ણાં સ્વરૂપમાં ભભૂકી ઊઠે છે. બીજી બાજુએ, રાજકર્તાવર્ગ ગળે આવી, છેક છેવટની ઘડીએ, જે છૂટછાટો મૂકશે તેથી તો લડતનો જુસ્સો ઓર વધશે. અગાઉ મળી હોત તો આવી નામની છૂટછાટોથી સામાન્ય જનસમૂહ રાજીરાજી થઇ જાત, પણ હવે તે જુએ છે કે દુશ્મનના ટાંટિયા ઢીલા પડ્યા છે, તેમને પોતાનો વિજય આંખ સન્મુખ ઊભેલો દેખાય છે, તેમની છાતીમાં હિંમત આવે છે અને દુઃખ તથા ત્રાસથી પહેલાં જેમની ગરદન નીચી વળી ગઇ હતી, ઊના નિસાસાથી જેમણે એકાંત સેવ્યું હતું, તેઓ આજે મગરૂરીથી અભિમાનપૂર્વક પોતાનું મસ્તક ઊંચું કરે છે અને ઉજ્જવળ ભાવના વિજય તરફ કદમ પર કદમ ભરે છે.

છેવટે, ક્રાન્તિ ભભૂકે છે. દિવસ વીતે છે અને તેની ઉગ્રતા વધતી જ જાય છે.

લડત કઇ દિશા પકડશે, અમુક વખતે એનો રંગ કેવો હશે તે તો એની સામે આવનારા સંજોગો ઉપરથી જ નક્કી થઇ શકે. પણ એટલું તો હમણાં પણ ભાખી શકાય, કે બળવાનાં કૃત્યોમાં જેટલો પ્રાણ હશે તેટલી તેની ગતિ થશે, જેવી તેની તૈયારી હશે તેવી તેની કૂચ હશે.

એક પક્ષ પોતાના સિદ્ધાન્તોને અને પોતાની કાર્યપ્રણાલિકાને વહેલી ખીલવે પણ ખરો; પત્રિકાઓ અને ભાષણો દ્વારા તે

પોતાનું પ્રચારકામ વેગમાં ચલાવે પણ ખરો. પણ એ વિચારને મૂર્તિમંત કરે એવાં કાર્યો કરીને એણે પોતાની અભિલાષાને પૂરેપૂરી ખુલ્લેખુલ્લી રીતે પ્રગટ કરી નહિ હોય તો તો એણે થોડું જ કર્યું છે, બલ્કે એના ખરા શત્રુઓને હંફાવવા એણે કશું જ કર્યું નથી. જે સંસ્થાઓને એ તોડવા ઇચ્છે છે તેને તે આંચ લાવી શકે એમ નથી. એનું બળ છે માત્ર સિદ્ધાન્તવાદમાં, સંગીન કાર્યમાં નહિ; બળવો જગાડવામાં એણે બહુ નથી આપ્યું, અને ખાસ કરીને બળવાની તૈયારી કરવામાં એણે જરાયે જુસ્સો બતાવવાની કાળજી રાખી નથી. પરિણામે, આ પક્ષ ઓછો જાણીતો છે. દૂર દૂરનાં ઝૂંપડાંમાંયે જુસ્સો પ્રગટાવવાની જેમાં શક્તિ છે એવાં કાર્યોનું અનુમોદન એની અભિલાષાઓને નથી મળ્યું; તે સમાજના જીવનને પોતાના જુસ્સાથી રંગી શકયો નથી; સામાન્ય જનતાના જીવનમાં તો પૂરેપૂરો ઓતપ્રોત થઇ શકયો નથી; પોતાના સાદા સીધા વિચારોને તે લોકમંત્ર બનાવી શકયો નથી.

વાંચનારાઓ આવા પક્ષના પ્રબળ લેખકોને મહાન વિચારકો તરીકે ઓળખે છે, પણ તેમનામાં નથી કાર્યકર્તાઓ તરીકેની લાયકાત કે ઇજ્જત: અને જ્યારે જનતા શેરીઓમાંથી શંખનાદ ફૂંકતી આગળ ધસે છે ત્યારે તે આ મહાન વિચારકોની સલાહ લેવા નહિ જાય, પણ પેલા કાર્યકર્તાઓનો જ આશરો લેશે; કારણ કે તે માને છે કે આમને કાર્ય કરતાં આવડે છે.

જે પક્ષે ક્રાન્તિનો ભારેમાં ભારે પ્રચાર કર્યો હશે, જેણે પોતાનાં કસુંબલ લોહી વહેતાં મૂકયાં હશે, જેણે પ્રબળ જુસ્સો બતાવ્યો હશે, તેના જ બોલ, ખરા કાર્યને પ્રસંગે, ક્રાન્તિ સિદ્ધ કરવાના પ્રસંગે, સાંભળવામાં આવશે. પણ જે પક્ષે તૈયારીના કાળમાં બળવાનાં કૃત્યોથી પોતાનું હીર બતાવી આપ્યું નહિ હોય,

અથવા તો લોકોમાં સર્વત્યાગનો જુસ્સો પ્રગટાવ્યો નહિ હોય, પોતાનું બોલવું ખરું કરી બતાવ્યું નહિ હોય—( જો તેમનામાં આ વૃત્તિ હોત તો લોકસમૂહ ક્રાન્તિમાં જોડાય તે અગાઉ કાર્ય કરીને તેમણે બતાવી આપ્યું જ હોત ) અને જેણે પોતાની ઇચ્છાઓ અને અભિલાષાઓને લોકહૃદયમાં રંગી નહિ હોય, પોતાનો વાવટો ચઢાવતાં જેને આવડ્યું નહિ હોય–એ પક્ષ પોતાનો કાર્યક્રમ ઓછામાં ઓછો સાધી શકશે. પેલો કાર્ય કરી બતાવનારો પક્ષ એને ધક્કો મારીને આગળ નીકળી જશે.

બળવા પહેલાંની વસ્તુસ્થિતિના ઇતિહાસમાંથી આ વસ્તુઓ આપણે શીખીએ છીએ. ક્રાન્તિકારો આ બધું પૂરેપૂરું સમજતા; રાજસત્તાને તોડી પાડવા માટેનો બળવો જગાવવામાં તેમણે પ્રજાને ઢંઢોળનારું એક પણ સાધન એળે જવા દીધું નહિ. અઢારમી સદીના ફ્રેંચ ખેડૂતોએ ઉમરાવરાજને ઉખેડી નાંખતી વખતે આ પાઠ પાકો કરી લીધો હતો; અને રુશિયાએ પણ ગરીબવર્ગને ચૂસી રહેલા, ઉત્પત્તિનાં સાધનો અને કાચા માલના ઇજારદારોરૂપી હડહડતા શત્રુઓની સામે શહેરના કામદારોમાં બળવો જગાવવાને દોરવા આ જ સિદ્ધાન્તનો અમલ કર્યો.



# ક્રાન્તિકારી સરકાર

## પાર્લમેન્ટ

જેમના મગજમાં અને જેમની વૃત્તિમાં ક્રાન્તિનો જરા સરખો યે જુસ્સો હશે તે બધા સંમત થશે કે સ્વતંત્રતા, સમાનતા અને બન્ધુત્વ, એ શબ્દોને ખાલી ખોખાં નહિ રાખતાં સાચા જીવન્ત બનાવવા હોય તો અત્યારની સરકારોનો જડમૂળથી નાશ કરવો જોઈએ; અને અત્યાર સુધી જે એક કે બીજી જાતની સરકારની પદ્ધતિ અજમાવવામાં આવી છે તેણે એક કે બીજા રૂપમાં જુલમો જ ગુજાર્યા છે, અને તેથી હવેનું બંધારણ તદ્દન નવી ઢબે ઘડવું જોઇશે. અને આ નિર્ણય બાંધવાને માટે તેને એક ડગલું બસ થશે. આજની સરકારોની દુષ્ટતા અને તેમને સુધારવાની અશકયતા એટલી દીવા જેવી સ્પષ્ટ છે કે આંધળાને પણ આંખ ચોળવી પડે એમ નથી. એ તો જાણીતી વાત છે, કે આવી સરકારોને ઉથલાવી પાડવી એ અમુક સમયે તદ્દન સહેલું થઇ પડે છે. એવા દિવસો આવે છે જ્યારે સરકારની ઇમારત, લોકોમાં બળવાનો વા ફેલાય તે પહેલાં જ પત્તાના બંગલાની માફક એની મેળે જ તૂટી પડે છે.

બળવાખોર મધ્યમ વર્ગને માટે તો સરકારને ઉથલાવી પાડવી એમાં જ સર્વસ્વ છે; જ્યારે આપણે માટે તો સામાજિક

ક્રાન્તિની એ માત્ર શરૂઆત છે. સરકારના સાંધા ઢીલા પડી જાય, એનું યંત્ર અવ્યવસ્થિત થઇ જાય, એનું લશ્કર અફસરોમાં વિશ્વાસ રાખતું બંધ થવાથી કયી દિશામાં પગલાં ભરવાં તે સમજે નહિ, ટૂંકમાં, મૂડીવાદના સંરક્ષકો ધરમૂળથી ઊખડી જાય એટલે આર્થિક અને રાજદ્વારી ગુલામીને ટકાવી રાખતી સંસ્થાઓનો વિનાશ થાય અને એ બધું આપણી સત્તામાં આવે. મનમાની છૂટથી કામ કરવાની શક્તિ મળ્યા પછી ક્રાન્તિકારો શું કરશે ?

અરાજકતાવાદીઓ જ આ સવાલનો યોગ્ય જવાબ આપે છે: 'સરકાર નહિ જોઇએ.' બીજા બધા કહેશે: 'ક્રાન્તિકારી સરકાર !' અને એ સરકારને કેવું સ્વરૂપ આપવું તે બાબતમાં જ તેઓ વચ્ચે મતભેદ છે. કેટલાક સાર્વત્રિક મતાધિકારથી ચૂંટાયેલી સરકાર સૂચવે છે, બીજા કેટલાક ક્રાન્તિકારી સરમુખત્યારી બતાવે છે.

ક્રાન્તિકારી સરકાર ! સામાજિક ક્રાન્તિ એટલે શું અને સરકાર એટલે શું, એનું જેને ચોક્કસ ભાન છે તેઓને આ બે શબ્દો તદ્દન વિચિત્ર લાગશે. એ બન્ને શબ્દો એકમેકના વિરોધી છે, એકમેકના ઉચ્છેદક છે. અલબત્ત, આપણે ઘણીયે આપખુદ સત્તા જોઇ છે; બધી જ સરકાર ક્રાન્તિના વિરોધીઓનો જ પક્ષ લેવામાં અને ક્રાન્તિકારો પ્રત્યે જહાંગીરી વલણ ધારણ કરવામાં જ પોતાનું પોતાપણું જુએ છે. પણ ક્રાન્તિકારી સરકાર જેવી વસ્તુ આપણે તો ભાળી નથી. કારણ ક્રાન્તિ એટલે માલેકીહકની રૂઢ પદ્ધતિઓનો જોરજુલમથી નાશ, નાતજાતનો ઉચ્છેદ, નીતિના પ્રચલિત વિચારોની ઝપાટાબંધ ફેરબદલી ; અને એ બધું સરકારની વિરુદ્ધમાં છે, બલ્કે સરકારનું નકારવાચક છે. સરકાર એટલે રૂઢિનો જડ પ્રવાહ, વર્તમાન સંસ્થાઓનો આધારસ્તંભ અને વ્યક્તિની સ્વતંત્ર પ્રેરણા તેમ જ સ્વતંત્ર કાર્યનો સીધો અસ્વીકાર

અને આમ છતાં પણ આ કાબરચીતરું પંખી ‘ક્રાન્તિકારી સરકાર’ તરીકે ઓળખાય છે, જાણે કે દુનિયામાં એના જેવી સહેલામાં સહેલી કોઇ વસ્તુ નહિ હોય, જાણે કે બાદશાહી મહારાજ્ય અને મહંતાઇ જેટલી જ એ ધરગથ્થુ વસ્તુ હોય.

મધ્યમ વર્ગના કહેવાતા ક્રાન્તિકારો આવો જ ઉપદેશ આપે એમાં કશું આશ્ચર્ય નથી. ક્રાન્તિનો તેમનો અર્થ આપણે સારી પેઠે જાણીએ છીએ. તેઓ તો એમ જ માની બેઠા છે, કે આજે મોટી પગારદાર નોકરીઓનો જે ઇજારો રાજાના ખુશામતિયાઓ પાસે છે તે પોતાને હાથ કરી લીધો એટલે પ્રજાસત્તાક રાજ્ય ઊભું થઈ ગયું; બહુ બહુ તો રાજ્યને અને ધર્મને જુદા પાડવા અને તેને બદલે તે બન્નેનો શંભુમેળો કરવો; ભલા પાદરીનો રાજ્યના ભલામાં અને ભાવિ રાજ્યવ્યવસ્થામાં ઉપયોગ કરવો એટલે પત્યું. કદાચ આને તેઓ લોકમતનું પ્રતિબિંબ કહેશે, અથવા તો એને એક જાતના રાજકીય સાંચા તરીકે ઓળખાવશે. પણ ક્રાન્તિકારી સમાજવાદીઓ આવા વિચારના આચાર્ય થાય તો આ બેમાંથી એક વસ્તુ માની લેવી પડશેઃ કાં તો તેમણે સાહિત્યમાંથી અથવા તો મધ્યમ વર્ગના વિચારોને ગળે ઉતરે એવા ઇતિહાસોમાંથી જે વહેમનાં જાળાં બાંધ્યાં હશે તેમાં તેઓ ખુંચી ગયા હશે, અથવા તો તેમને હોઠે જે ક્રાન્તિની વાત છે તે ખરેખર તેમને હૈયે નહિ હોય. તેમને પોતાને જો સત્તા મળતી હશે તો તેઓ અત્યારની સંસ્થાઓ ઉપર ધૂળનાં લીંપણ કરીને પણ સંતોષ માનશે, પછી ‘ઢોર’ કહેવાતા ‘લોકો’ને રાજી રાખવા માટે શું કરવું જોઇએ એનો નિર્ણય કરવાનું ભાવિ ઉપર રાખશે. તેઓ અત્યારના રાજકર્તાઓની સામે થાય છે, કારણ કે તેમને તેમની જગ્યા લેવી છે. આવાની સાથે લમણાં-

ઝીક કરવી શા ? એટલે આપણે તો જેઓ પ્રામાણિકપણે પોતાને છેતરે છે તેમને જ કાંઈ કહી શકીએ.

'ક્રાન્તિકારી સરકાર'ના પ્રથમ સ્વરૂપ તરીકે ચુંટાયેલી સરકારના સ્વરૂપની ભલામણ થાય છે તેને આપણે પ્રથમ તપાસી જોઇએ.

આપણે માની લઇશું કે રાજાની સત્તા ઊથલી પડી છે, મૂડીવાદનું રક્ષણ કરનારાઓનું ટોળું ઊખડી ગયું છે; જ્યાં ત્યાં ઉશ્કેરણી ફેલાઇ રહી છે, જાહેર કામોની ચર્ચાઓ થઇ રહી છે, આગળ ધસવાની વૃત્તિ તેજમાં છે, નવી ભાવનાઓ જાગે છે, અગત્યના સુધારાઓ કરવાની જરૂર જણાય છે. પુનર્જીવનની ભૂમિકા તૈયાર કરવા માટે વ્યંડળતા ખંખેરી નાખી કાર્ય કરવાની આવશ્યક્તા જણાય છે: પણ તેઓ આપણી પાસે શું કરાવવા માગે છે ? તેઓ તો લોકોને ચૂંટણીએ બોલાવે છે, તરત જ સરકારની ચૂંટણી કરે છે, અને જે કાર્ય આપણી પોતાની પ્રેરણા પ્રમાણે આપણે દરેકે અને બધાએ કરવાનું છે તે કરવાનું તે સરકારને સોંપે છે.

૧૮૭૧ ના માર્ચની ૧૮મી તારીખ પછી પારીસે આમ જ કર્યું હતું. એક મિત્રે અમને કહેલું : "મુક્તિની એ મોંઘેરી પળો હું કદી ભૂલવાનો નથી. લેટીન કવાર્ટરની મારી ઉપલી મેડી પરથી હું નીચે ઊતરી આવ્યો અને પારીસના એક નાકાથી બીજા નાકા સુધી ઊભરાઇ ગયેલા સમુદાયમાં દાખલ થઇ ગયો. એકેએક માણસ જાહેર પ્રશ્નની ચર્ચા કરતો હતો: એકેએક પોતાની આગલી અંગત માન્યતાઓ ભૂલી ગયો હતો; કોઇના પણ મનમાં કાંઇ લેવાનું કે દેવાનું નહોતું; બધા જ અગમ્ય ભાવિમાં પગલાં માંડવાને માટે ખડે પગે તૈયાર હતા. મધ્યમ વર્ગનાં માણસોમાં પણ આ ઊછળતા ઉત્સાહની ભરતી આવી અને જાણે તેમની આંખ

આગળ કોઇ નવી જ સૃષ્ટિ ખડી થઇ ગઇ. તેઓ કહેવા લાગ્યા: ‘સામાજિક બળવાની જરૂર હોય તો ચાલો, કરો. બધું એક સપાટીએ લાવી દો; અમે તૈયાર છીએ.’ ક્રાન્તિ માટેની સામગ્રી માત્ર તૈયાર હતી, ફક્ત જામગરી મૂકવાની જ વાર હતી. રાતના હું ઘેર આવ્યો ત્યારે મારા મનમાં વિચાર આવ્યોઃ ‘ખરેખર, માનવજાત કેટલી ભવ્ય છે! કોઇ એને સમજતું ન હતું; સૌ એને નાહક બદનામ કરે છે.’ પછી ચૂંટણીનો વખત આવ્યો. સભાના સભ્યોનાં નામ મૂકાયાં. ત્યાં તો ધીમે ધીમે ઉત્સાહ સરવા લાગ્યો, કાર્ય કરવાની ધગશ બૂઝાવા લાગી. દરેક જણ પોતપોતાને ધંધે પાછો ફર્યો, અને કહેવા લાગ્યો: ‘ચાલો, આ ભલી સરકાર મળી ભલે તે આપણા વતી કામ કરતી.’ પછી શું બન્યું એ તો બધા જાણે છે.”

પોતાની મેળે જ કામ કરવાને બદલે, પોતાની મેળે જ આગળ ધપવાને બદલે, પોતાની મેળે જ નવી દિશા તરફ પ્રયાણ કરવાને બદલે, લોકોએ પોતાના નીમેલા રાજકર્તાઓ ઉપર વિશ્વાસ મૂકી નવા કાયદાનો અમલ કરવાની તેમને સત્તા સોંપી. હમેશાં બને છે એવું જ આ અનિવાર્ય પરિણામ હતું. હવે જોઇએ કે જેમણે સૌનો વિશ્વાસ મેળવ્યો હતો એવા આ આગેવાનોએ શું કર્યું?

જે છૂટ અને મોકળાશ ૧૮૭૧ ની માર્ચની ચૂંટણીમાં હતી તે આગલી કોઇ પણ ચૂંટણીમાં નહોતી. લોકસભાના વિરોધીઓ પણ આ વાત કબૂલ કરતા. ભાવિ દર્શનકારોને, સાચા ક્રાન્તિકારોને, ટૂંકમાં સર્વોત્તમ પુરુષોને રાજ્યની લગામ સોંપવા માટેની આવી ધગશ ચૂંટણીની કોઇ પણ પદ્ધતિમાં પહેલાં નહોતી. અને તેણે કર્યું પણ તેમ જ. બધા જાણીતા ક્રાન્તિકારોને જબરી

બહુમતિથી ચૂંટી કાઢવામાં આવ્યા. જેકોબીન, બ્લેન્કવીસ્ટર અને ઈન્ટરનેશનાલિસ્ટ, એ ત્રણે પક્ષોને પ્રજાસભામાં સ્થાન મળ્યું. કોઇ પણ ચૂંટણી આથી વધારે સારી સરકાર સ્થાપી શકી નહિ હોત.

પણ તેનું પરિણામ શું આવ્યું? ટાઉન હૉલની દિવાલોમાં પુરાયેલા અને આગલી સરકારોએ દોરી આપેલી લીટીઓને અનુસરવાને માટે નિયુક્ત થયેલા, આ ઉત્સાહી ક્રાન્તિકારો, આ સુધારકો, બાપડા અશક્તિ અને જડતાથી ભયભીત જેવા થઇ ગયા. તેમને હૈયે ભલી ઈચ્છાઓ હોવા છતાં અને ભડ છાતી છતાં પારીસનું રક્ષણ કરવા શી વ્યવસ્થા કરવી તે પણ તેમને સમજાયું નહિ. ખરું છે કે લોકો આ માટે એ વ્યક્તિઓનો દોષ કાઢે છે, પણ આ નિષ્ફળતાને માટે વ્યક્તિઓ જવાબદાર નથી, પદ્ધતિ જવાબદાર છે.

ખરું પૂછતાં, પૂરેપૂરી છૂટ હોય ત્યારે, સાર્વત્રિક મતાધિકાર બહુ બહુ તો એક એવી લોકસભા ઊભી કરી શકે કે જેમાં તે વખતની જનતાના તે વખતના વિચારોનું સામાન્ય પ્રતિનિધિત્વ હોય. અને બળવો ફાટી નીકળતી વખતે, બળવા પછી શું કરવાનું છે તેનો ઝાંખો સરખો યે ખ્યાલ આ સામાન્ય મત ધરાવતા વર્ગને નથી હોતો. તો પછી વગર સમજ્યે તેઓ આ કાર્ય શા માટે ઓઢી લેતા હશે? ચળવળ પહેલાં લોકસમુદાય અને લોકસભા એટલું જ સમજે કે સરકારને ઉથલાવ્યા પછી શું કરવાની જરૂર છે તો કેવું સારું! આ સ્વપ્નદૃષ્ટાનાં સ્વપ્નાં જો સિદ્ધ થાય તો લોહીવર્ણી ક્રાન્તિઓ થાય જ નહિ. પ્રજાસમુદાય એક વખત પોતાનો નિરધાર કરે એટલે બીજા બધા સલૂકાઇથી એને નમશે. પણ આમ કાંઇ કામ થતાં નથી. ક્રાન્તિઓ ફાટી નીકળે છે તે સામાન્ય સમજ આવ્યા પહેલાં, અને ક્રાન્તિ પછી

શું કરવાનું છે તેનો જેને સ્પષ્ટ ખ્યાલ છે એવાઓની સંખ્યા આંગળીને ટેરવે ગણાય એટલી ઓછી હોય છે. લોકોના મોટા ભાગને તો જે હેતુ સિદ્ધ કરવો છે તેનો માત્ર ઝાંખો જ ખ્યાલ હોય છે. લક્ષ્યસિદ્ધિને માટે કયે માર્ગે જવું તેની ઝાઝી ગતાગમ નથી, અને અનુસરવાની દિશામાં તેમને પૂરતો વિશ્વાસ પણ નથી. પરિવર્તન શરૂ થયું નથી ત્યાં સુધી વ્યવહારૂ માર્ગ જડવાનો જ નથી, ખુલ્લો થવાનો જ નથી. એ તો ક્રાન્તિની નિષ્પત્તિ હશે, કાર્યપરાયણ પ્રજાની ઉપજ હશે,—નહિ તો એની કશી કિંમત નહિ હોય. પ્રજાના પ્રત્યક્ષ જીવનમાંથી જ જે ગૂંચો ઉકલી શકાય તે મૂઠીભર માણસોના માત્ર વિચારોથી નહિ ઉકેલી શકાય. સાર્વત્રિક મતાધિકારથી ચૂંટાયેલી સંસ્થાની સ્થિતિ આ છે; પછી ભલે પ્રજાકીય પ્રતિનિધિત્વવાળી કહેવાતી સરકારોમાં હોય છે તેવાં અપલક્ષણો તેમાં નહિ હોય. તે જમાનાના ક્રાન્તિકારી વિચારો પ્રદર્શિત કરનારા ખોબા જેટલા માણસો ભૂતકાળના ક્રાન્તિકારી પક્ષના પ્રતિનિધિઓમાં સરી જાય છે અને તે વખતની પરિસ્થિતિમાં ખૂંચી પડે છે. લોકોમાં, ખાસ કરીને ક્રાન્તિના દિવસોમાં જેમણે નવું જોમ અને જુસ્સો ફેલાવવાં જોઈએ, જનતાને પોતાના વિચારોથી રંગી દેવી જોઇએ, તે માણસો ઓરડીમાં ગોંધાઇ ગયેલા હોય એવા થઇ પડે છે અને મવાલોની પાસેથી કેવી રીતે ટુકડા મેળવવા તેમજ દુશ્મનોને કેવી રીતે પોતાના પક્ષમાં લેવા તેની ચર્ચામાં જ માથાં ઝીકે છે. ખરી રીતે તો આ નવી ભાવનાઓનો સ્વીકાર કરાવવા માટે તેમની સામે માત્ર એક જ રાજમાર્ગ છે: ભાવનાઓને કાર્યમાં મૂકો. આમ મધ્યમ વર્ગની પાર્લામેન્ટનાં અપલક્ષણવાળી પાર્લામેન્ટ સરકાર બને છે. 'ક્રાન્તિકારી' સરકાર બનવાનું તો બાજુએ રહ્યું, પણ તે ક્રાન્તિના માર્ગમાં ઉલટી અંતરાયરૂપ થઇ પડે છે, અને પરિણામે તેને ખસેડવાની લોકોને

ફરજ પડે છે; ગઇ કાલે જેમને ચૂંટાયેલા જાહેર કર્યા હતા તેમને બરતરફ કરવાની ફરજ આવી પડે છે.

પણ આ કાંઇ બચ્ચાંની રમત નથી. જે સરકારે પોતાની સત્તા પ્રસારવા માટે અને પોતાની આજ્ઞા પળાવવા માટે પુનર્રચના કરવાની દોડધામ કરી છે, તે સહેજે અમલ છોડી દેવાનું જાણતી નથી. પોતાની સત્તાને બચાવી રાખવાના ઉત્સાહમાં હજી ખરી પડવાની અણીએ નથી આવી એવી સંસ્થાના સર્વ બળથી તે તેને વળગી રહે છે, બળની સામે બળ વાપરવાનો તે નિશ્ચય કરે છે અને પછી તેને ઉથલાવી નાખવા માટે એક જ માર્ગ રહે છે: અને તે સામા હથિયાર ઊંચકવાનો, જેનામાં લોકોએ પોતાની સર્વ આશા બાંધી હતી તેમને બરતરફ કરવા નવો બળવો જગાડવાનો.

અહીં તમે ક્રાન્તિને ક્રાન્તિ સામે ઝગડતી જુઓ છો. 'હોતી હે, ચલતી હે'માં કીમતી સમય ગુમાવ્યા પછી નવી સરકારના મિત્રો અને તે સરકારને વિખેરી નાખવાની જરૂર જોનારાઓ એ બે પક્ષો વચ્ચેની અંદરઅંદરની લડાઇમાં એ પોતાની શક્તિનો વ્યય કરે છે. અને આ બધું બને છે કારણ કે નવા જીવન માટે પુનર્રચના કરવી જોઈએ, પુરાણાને વળગી રહેવામાં ક્રાન્તિની સિદ્ધિ નથી એ તેમને સમજાયું નથી. આ બધું બને છે કારણ સરકાર અને ક્રાન્તિ એ બેનો મેળ મળી જ ન શકે. એક તેનું ગમે તેવું રૂપ હોય છતાં બીજાનું વિરોધી છે, અને અરાજકતા સિવાય ક્રાન્તિ જેવી વસ્તુ હોઇ શકે જ નહિ, એ તેમને દીવા જેવું સ્પષ્ટ સમજાતું નથી.

જેને સાતમે આસમાને ચઢાવવામાં આવે છે એવું 'ક્રાન્તિકારી સરકાર' નું બીજું રૂપ, ક્રાન્તિકારી સરમુખત્યારીને વિષે પણ આમ જ સમજવું.

## સરમુખત્યારી

ક્રાન્તિ ઉપર જ્યારે ચુંટાયેલી સરકારનો કાબુ બેસે છે ત્યારે ક્રાન્તિ ઉપર અનેક એવાં ખુલ્લેખુલ્લાં જોખમો આવી પડે છે કે એ ખ્યાલમાત્રથી ક્રાન્તિકારોનો આખો પક્ષ ક્રાન્તિનો વિચાર જ છોડી દે છે. તેઓ સમજે છે કે ક્રાન્તિના વખતમાં જ્યારે સમાજમાં નવજીવનની જરૂરિયાત હોય–રાજ્યની, આર્થિક કે નૈતિક ટૂંકમાં સમસ્ત સમાજવ્યાપી ક્રાન્તિની આવશ્યકતા હોય, ત્યારે લોકોના પગમાં લોખંડી બેડીની જેમ રહેતી, અને ભુતકાળનો પડઘો પાડતી ચુંટાયેલી સરકારને વશ થવું એ અશક્ય છે. કાંઈ નહિ તો કાયદાવિરુદ્ધની ક્રાન્તિ દરમિયાન, 'કાયદેસર' ની સરકારનો વિચારમાત્ર તેઓ ફગાવી દે છે અને તેઓ ' ક્રાન્તિકારી સરમુખત્યારી ' ની હિમાયત કરે છે.

તેઓ કહે છે: " અલબત્ત, જે પક્ષ સરકારને ઉથલાવી નાખશે તે તેની જગ્યા લેશે. સત્તાની લગામ હાથમાં લઈ ક્રાન્તિ તરફ તે કૂચ કરશે. ક્રાન્તિને વિજય મળે તે માટે તે જરૂરી પગલાં લેશે. જરીપુરાણી સંસ્થાઓના તે ફેરચા ઉડાવી દેશે અને દેશનું સંરક્ષણ કરશે. ક્રાન્તિની પ્રગતિ માટે જે હુકમ છૂટે તેનો જેઓ અનાદર કરશે અને જેઓ આ સત્તાને માથું નમાવશે નહિ, તેમને ફાંસીએ ચઢાવવામાં આવશે–પછી તે ભલેને મધ્યમ વર્ગના હોય કે જનતાના હોય. "

પણ હજીયે ફાંસીનું રાજ્ય? જુઓ તો ખરા, આ ઊગતા રોબીસ્પીઅરીઓ કેવી વાતો કરે છે! એમને આ સૈકાની ઊજળી કથાનું કશું ભાન નથી. એઓ જાણે છે તે ફક્ત એની પડતી. એમને કાંઇ આવડતું હોય તો તે એટલું જ કે પ્રજાસત્તાકવાદનાં ટાળોટાં પીટનારાઓનાં ભાષણો સાંભળવાનું.

અમે અરાજકતાવાદીઓ તો સરમુખત્યારી માત્રનો ઈન્કાર કરીએ છીએ, પછી ભલેને તે સરમુખત્યારી કોઇ વ્યક્તિની હોય કે કોઇ પક્ષની હોય, બન્નેનાં હાડચામ એક જ છે. અમે જાણીએ છીએ કે ક્રાન્તિ અને સરકાર એ બેનો મેળ કદી મળી શકે એમ નથી. ક્રાન્તિએ સરકારનો નાશ કરવો જ પડશે, પછી સરકારને ચાહે તે નામ આપો. તેને સરમુખત્યારી કહો, રાજાસત્તાક કહો કે પછી પાર્લામેન્ટરી કહો. અમે સમજીએ છીએ કે, અમારા પક્ષનું સત્ય અને સામર્થ્ય આ સૂત્રમાં સમાયેલું છેઃ "કશું સારું કે કાયમી કરવું હોય તો તે ફક્ત લોકોની સ્વયંસ્ફૂર્ણાથી જ થાય. અને સરકારમાત્ર એ સ્વયંસ્ફૂર્ણાને મારી નાખવાનું નિશાન રાખે છે." આથી કરીને અમારામાંના સારામાં સારા માણસો, જે પોતાના વિચારોને લોકમાનસની કસોટીમાંથી પાર ઉતાર્યા પહેલાં સરકાર-રૂપી આ ભયાનક સાંચાના ઉપરી થવા માગતા હશે તો તેમણે સાત દહાડામાં જ ફાંસીની લાયકાત મેળવી લેવી પડશે. અમે જાણીએ છીએ, કે આ સરમુખત્યારી કયાં દોરે છે? તેની મુરાદ ભલે સારામાં સારી હોય છતાં તે લઇ જાય છે ક્રાન્તિમાત્રના મૃત્યુ તરફ. અમે વળી જાણીએ છીએ, કે આ સરમુખત્યારી એટલે બીજું કંઇ નહિ પણ સરકારના તાબૂતની પૂજા, અને એ પૂજા એટલે ધાર્મિક અંધપરંપરાના જેવું ગુલામી ખત.

પણ, અમે હવે અરાજકતાવાદીઓને ઉદ્દેશીને નથી કહેતા, અમે તો કહીએ છીએ સરકારી ક્રાન્તિવાદીઓને. તેમણે શિક્ષણના વહેમોથી ભરાઇને અવળો માર્ગ લીધો છે, પોતાના દિલને તે પ્રામાણિકતાથી ઠગે છે અને આ સવાલની માત્ર ચર્ચા સિવાય બીજું કાંઇ ઇચ્છતા જ નથી. તેથી અમે એમની દષ્ટિએ જ એમની સાથે વાત કરીશું.

પહેલાં તો સામાન્ય વાત લઇએ. સરમુખત્યારીના સિદ્ધાન્તના પ્રચારકો પોતાના મતપ્રચારના વહેમમાં જોઇ શકતા નથી કે તેઓ લોકોને ગળાં કાપવાની તૈયારી કરી આપે છે. આમ છતાં, રોબિસ્પીઅરીનું એક સૂત્ર છે, અને તે તેના પ્રશંસકો ઠીકઠીક યાદ રાખે છે. તેણે સિદ્ધાન્ત તરીકે સરમુખત્યારીનો ઇન્કાર નહોતો કર્યો; પણ "એની ઠીક કાળજી રાખો, બ્રિસોટ સરમુખત્યાર થશે," એમ મેડરને ટૂંકો જવાબ આપ્યો હતો. હા, બ્રિસોટ, લોકોની ભાવનાઓને ધૂળભેગી કરી નાખનારો, મિલકત–માલેકીહકનો ઝનૂની સંરક્ષક, (જો કે એક વખત એ એને ચોરી ગણતો!) ખંધો જીરોન્ડીન બ્રિસોટ, જેણે સ્વસ્થ ચિત્તે હેબર્ટ, મેરટ અને બધા જ વિનીત જેકોબીનને એબેની જેલમાં પૂરી દીધા હોત.

અને આ કહેવાયું હતું ૧૭૯૨ માં. ત્યારે તો ફ્રાન્સમાં ત્રણ ત્રણ વર્ષ થયાં ક્રાન્તિ ચાલતી હતી! સાચેસાચ, તે વખતે રાજાન આણ નહોતી વર્તતી, છેલ્લા શ્વાસ ચાલવાની જ રાહ જોવાતી હતી. ઉમરાવરાજનું તો નિકંદન નીકળી ગયું હતું. અને એ જ વખતે ક્રાન્તિનો વાવંટોળ જોરથી ઘૂમરડી ખાતો હતો. ત્યારે ક્રાન્તિવાદના વિરોધી બ્રિસોટને સરમુખત્યાર બનાવવામાં આવ્યો! અને ઇ. સ. ૧૭૮૯ માં એ સ્થાન કોને મળત? સરકારના વડા તરીકે મીરાબોની નિમણૂક થાત! મીરાબો એટલે પોતાની મીઠી જબાને રાજાની સાથે સાટુ કરનાર! લોકોએ પોતાનો લોકદંડ અજમાવ્યો ન હોત, પોતાનાં કાંડાંબાવડાં સાબૂત બતાવ્યાં ન હોત, જેફ્વેરીઓની બધી વાતો બહાર આવી ગઇ ન હોત, અને બધા વિભાગમાં પારીસની સરકારની ઇંદ્રજાળ ખુલ્લી ન પડી હોત તો એ જ મીરાબો સરકારનો સુકાની થાત!

પણ સરકારવાદનું ભૂત સરમુખત્યારીના હિમાયતીઓને આંધળાભીંત બનાવી મૂકે છે. તે પોતાની ગુલામીની જંજીર

તોડનારા માણુસોને એકાદ બીજો તારણુહાર આપવાના વિચારને વહેતો મૂકી તેઓ એકાદ બ્રિસોટને કે એકાદ નેપોલિયનને સરમુત્યાર બનાવવાનું પસંદ કરે છે.

લુઇ ફિલિપના અને પુનઃ સ્થાપનાના જમાનાની છૂપી સંસ્થાઓએ આ સરમુખત્યારીના ભૂતને ઘણો વેગ આપ્યો. રાજાસત્તાક રાજ્યોને ઉથલાવી નાખી તેને બદલે પ્રજાસત્તાક રાજ્ય જાહેર કરવા માટે તે વખતના મધ્યમ વર્ગના પ્રજાસત્તાકવાદીઓએ, કામદારોનો સાથ સાધી, ઘણુંયે છૂપાં તરકટો રચ્યાં હતાં. પ્રજાસત્તાક રાજ્યનો પાયોમાત્ર નંખાય તે પહેલાં ફ્રાન્સમાં કેવાં કેવાં ભારી પરિવર્તનો થશે એનો ખ્યાલ બાંધ્યા સિવાય તેમણે સ્વપ્નાં સેવ્યાં કે જબરાં કારસ્તાનોની મદદથી એકાદ દિવસ રાજસત્તાને જરૂર ઉથલાવી શકીશું, અને સત્તાની લગામ સ્વાધીન કરીને પ્રજાસત્તાકનો વાવટો ચઢાવીશું. ત્રીસ ત્રીસ વર્ષો સુધી આ છૂપી સંસ્થાઓએ અવિશ્રાંત ઉદ્યોગ, ખંત અને એકનિષ્ઠ વીરતાથી પોતાનું કામ ચલાવ્યું. ૧૮૪૮ ના બળવામાંથી પ્રજાસત્તાકનો જન્મ થયો અને તેનો ધન્યવાદ આ સંસ્થાઓને ઘટે છે. ત્રીસ ત્રીસ વર્ષો સુધી તેમણે બજાવેલાં કાર્યોને આ અભિનંદન મળે છે. તેમના આવા ઊંચા પ્રયાસ ન હોત તો પ્રજાસત્તાક ઊભું ન થાત.

તેમનું લક્ષ્ય તો હતું સત્તા પોતાને સ્વાધીન કરવાનું અને પ્રજાસત્તાકની સરમુખત્યારી સ્થાપવાનું. પણ એમાં તેમને વિજય મળ્યો જ નથી. હમેશાં બને છે તેમ, કુદરતના સ્વાભાવિક નિયમ મુજબ, એકાદ કાવતરું રાજાને ઊથલાવી નહિ શકે. ખરેખર! કાવતરાબાજોએ પોતે જ પોતાનાં મૂળ વાઢ્યાં, તેમણે પ્રજાસત્તાકવાદનો પ્રજામાં ઊંડે ઊંડે જુસ્સો મૂક્યો હતો; એના શહીદોએ એને પ્રજાનો લોકમંત્ર બનાવ્યો હતો. પણ રાજાને ઊથલાવી મૂકનારો છેલ્લો ઘા વધારે કારી હતો, વધારે બળવાન હતો, છૂપી સંસ્થા કરતાં એનું સ્થાન ક્યાંયે ચઢિયાતું હતું. એ આવ્યો હતો જનતામાંથી.

પરિણામ જાણીતું છે. રાજાસત્તાકને ઊખેડી નાખવાનો રસ્તો કરનાર પક્ષને પોતાની મેળે જ સરકારી મહેલાતનાં પગથિયાં એક પછી એક ઊતરવાં પડયાં. બીજા, કાવતરાની જોખમદારીમાં ન સપડાવાનું ડહાપણ રાખતા. તેઓ વધારે ખ્યાતિમાં આવ્યા હતા, તેમનામાં નરમાશ પણ વધારે હતી અને તેઓ સત્તા ક્યારે હાથમાં આવે તેની કાગને ડોળે રાહ જ જોતા હતા. તેમણે તલવારની અણીએ જીત મેળવવાની આશા રાખનારા કાવતરાબાજોની જગ્યા લઇ લીધી. જ્યારે સાચા પ્રજાસત્તાકવાદીઓ પોતાનાં હથિયારને પાણી ચઢાવતા હતા, જ્યારે તેઓ પોતાના જીવનનું જેલની વેદી ઉપર બલિદાન ચઢાવતા હતા ત્યારે પત્રકારો, વકીલો, અને વાતોડિયાઓ પોતપોતાનું નામ કાઢવા પ્રયાસ કરતા હતા. અને આજે તેમણે સત્તા પડાવી લીધી. એમાંના કેટલાક તો ઘણા જાણીતા હતા, એટલે લોકોએ તેમને વધાવી લીધા; બીજા કોણી મારતા આગળ ગયા અને તેમનો કાર્યક્રમ સૌને હળતો ને મળતો હોવાથી તેમનાં નામો સ્વીકારાયાં પણ ખરાં.

" આ બધું બન્યું તે કાર્ય કરતા પક્ષની કાર્યદક્ષતાના વ્યવહારુ જુસ્સાના અભાવને લીધે જ, અને બીજા ભવિષ્યમાં આથી વધારે સારું કામ કરી શકશે એવી ગણતરીથી " એમ કહેવું તો નકામું છે. ના, એક વાર નહિ પણ હજાર વાર ના. સૂર્ય પૂર્વમાં ઊગે છે એ જેટલું સાચું છે એટલું જ એ પણ સાચું છે, કે કાર્ય કરનારો પક્ષ હડસેલાઇ જશે અને કાવતરાબાજો તથા ગપ્પીદાસો સત્તાનાં સિંહાસન દબાવી બેસશે. છેલ્લો ઘા મારનારી જનતાનો મોટો ભાગ આવા જ માણસોને વધારે પિછાને છે, એવાઓને વધારે મતો મળે છે; કારણ કે તેમને લોકોની તાળીઓ મળે છે; અને મતપત્રકો હોય કે ન હોય તોપણ તેમની મતપેટી ભરીભાદરી જ રહે છે. આ વિજયના તળિયામાં તો તાળીઓના ગડગડાટ સિવાય બીજું કશું જ હોતું નથી. એકાએક આવાઓને લોકો

વધાવી લે છે, ક્રાન્તિના વિરોધીઓ પણ તેમને ઊંચા ચઢાવે છે. એ બાપડાઓને તો કોઇને પણ આગળ કરવાના હોતા નથી. અને આમ લોકોની હાહાહીહીથી ખરી રીતે તો આ ચળવળના દુશ્મનો અથવા તો ચળવળની જરા પણ પરવા ન રાખનારા માણસો ચઢતાં ચઢતાં સિંહાસન સુધી પહોંચી જાય છે.

જે માણસ કાવતરાબાજીનો સાક્ષાત્ અવતાર હતો, જેણે જેલમાં સડી સડીને પોતાના પક્ષની નીતિ તરફની એકનિષ્ઠા જીવંત રાખી હતી, તેણે છેલ્લા શ્વાસો ખેંચતાં ખેંચતાં પોતાના આખા કાર્યક્રમનું તત્ત્વ દર્શાવતા ઉદ્‌ગાર કાઢ્યા: "ન ખુદા, ન રાજા."

## ક્રાન્તિકારી સરકારોની નપુંસકતા

૧૮૨૦ની સાલથી પ્રજાસત્તાકવાદી મધ્યમ વર્ગના હૃદયમાંથી જે ક્રાન્તિકારી સંસ્થાઓ ઊગી આવી એ બધી આ ભયંકર ભૂલમાં પડી છે કે છૂપી સંસ્થા દ્વારા સરકારને ઉથલાવી મૂકવી અને એ સરકારને ઠેકાણે છૂપી સંસ્થાની સત્તા સ્થાપવી એ રમત વાત છે. આ ભયંકર ભૂલને પૂરવાર કરી આપતી કેટલીયે વિગતો મળી આવે છે. નવજુવાન ઇટાલીના પક્ષની પ્રજાસત્તાકવાદી છૂપી સંસ્થાઓ કેવી હતી? કેવી તેમની અનન્ય ભક્તિ! કેવું તેમનું સમર્પણ, કેવી તેમની પહાડ જેવી અડગતા! પોતાના કાર્યની પાછળ તેમણે લોહીનું પાણી કરી નાખ્યું છે, હાડકાં ગાળી નાંખ્યાં છે. અરે, એમની ભવ્યતા આગળ રુશિયાનો પ્રજાસત્તાક જુવાન તો ઝાંખોધપ પડી જાય છે. બીજી બાજુ, ઑસ્ટ્રિયાના ગઢની અંદર એમનાં મુદડાં ઉપર મુડદાં ખડકાય છે અને ફાંસિયો એમનાં ગળાં ઉપર છરી ઉપર છરી ફેરવતો જ જાય છે. આટલું છતાં પરિણામ શું આવ્યું? લુચ્ચા, લેભાગુ, કેવળ સ્વાર્થી મધ્યમ વર્ગે અને રાજાવાદે સત્તા સર કરી લીધી.

પણ એમ જ બને, બીજું થઇ શકે જ નહિ. કારણ કે છૂપી સંસ્થાઓ કે ખુદ ક્રાન્તિકારી બંધારણો પણ, સરકારોને મરણધા

નહિ આપી શકે. તેમનું કાર્ય અને તેમના જીવનનો ભેખ પ્રજાના માનસને ક્રાન્તિને માટે તૈયાર કરવાનો જ છે. અને લોકહૃદયમાં જ્યાં આવી ઉત્કંઠા ઊગી આવી તેમજ બહારના સંજોગો જ્યાં અનુકૂળ થયા ત્યાં આખરી હલ્લો હિલચાલના આરંભકો નહિ કરી શકે, તે કરનારી તો એ સંસ્થાની બહાર રહેલી જનતા જ હોય. ઑગસ્ટની ૩૧ મીએ બ્લેન્કવી ગમે તેટલું બોલ્યો તોયે પારીસે કાનમાં આંગળીઓ જ ઘાલી. ચાર દિવસ પછી સરકાર તૂટી ગઇ એવો એણે ઢંઢેરો પીટ્યો; પણ તે વખતે બ્લેન્કવીસ્ટો હિલચાલના આરંભક નહોતા રહ્યા. ડિસેમ્બરના પુરુષને પદભ્રષ્ટ કરનાર તો લાખો માણસોની જનતા હતી. અને બબ્બે વર્ષ સુધી, જેનું નામ સાંભળતાં એમના કાનમાં કીડા પડયા હતા તેનાં ધતિંગ તેમણે ખુલ્લાં પાડયાં. ક્રાન્તિ જ્યારે ફાટું ફાટું થઈ રહે છે, જ્યારે હવાના બુંદેબુંદમાં ક્રાન્તિનાં મોજાં પથરાઈ રહે છે, જ્યારે એની સિદ્ધિ હાથવેંતમાં લાગે છે, ત્યારે સંસ્થાઓએ જેમના ઉપર કશી સીધી અસર ન કરી હોય એવા હજારો નવા માણસો ઊભા થાય છે અને રણક્ષેત્રમાં ભોગ થઈ પડેલા યોદ્ધાઓનાં શબ પર મિજબાની ઉડાવવા જેમ ગીધનાં ટોળેટોળાં ઊલટે છે તેમ તેઓ આ હિલચાલમાં જોડાય છે. આમ છેલ્લા હલ્લાની તૈયારી થાય છે. પણ તેઓ પોતાના સરદારની પસંદગી પેલા નિખાલસ અને નિશ્ચલ કાવતરાબાજોમાંથી નથી કરતા, પણ વખત આવે સોગટી મારનારા વર્ગમાંથી કરે છે. હજીયે સરમુખત્યારીના ભૂતથી ભરમાઇ રહેલા કાવતરાબાજો પોતાની અજાણતામાં પોતાના શત્રુઓના જ રાજ્યાભિષેકની તૈયારીઓ કરે છે.

પણ આ જે કહ્યું છે તે જો રાજદ્વારી બળવાઓ માટે કે છમકલાંઓ માટે સાચું જ હોય, તો પછી આપણે માગીએ છીએ તે સામાજિક ક્રાન્તિને વિષે એ વધારે સાચું છે. કોઈ પણ સરકારને સ્થાપન થવા દેવી, તેનો સ્વીકાર કરવો અને તેને બળવાન થવા

દેવી એટલે તેજ ઘડીએ ક્રાન્તિના કાર્યને પક્ષાઘાત આણવો. આ સરકાર સારાને નામે મીંડું વાળશે, નઠારું જ કરવાનો એનો ઇજારો હશે.

ક્રાન્તિ એ શબ્દથી આપણે શું સમજીએ છીએ? ક્રાન્તિ એટલે વહીવટદારોની ફેરબદલી જ નહિ; ક્રાન્તિ એટલે તો સમાજની સમસ્ત મૂડીનો લોકોએ લીધેલો કબજો. ક્રાન્તિ એટલે આજસુધી માનવવિકાસને રોધી રહેલાં તત્ત્વમાત્રનો ઉચ્છેદ. પણ આવી વિરાટ આર્થિક ક્રાન્તિ કોઈ સરકારના હુકમોથી સાધી શકાતી હશે? ગઇ સદીમાં આપણે જોયું છે, કે પોલેન્ડના ક્રાન્તિકારી સરમુખત્યાર કોસીસ્કોએ ફરમાન કાઢી વ્યક્તિગત ગુલામગીરીને નાબૂદ કરી: અને છતાં આ ફરમાન પછી યે ૮૦ વર્ષ સુધી ગુલામી તો રહી જ. પેલા કન્વેન્શનને, પેલા સર્વશક્તિમાન અને રૂદ્રસ્વરૂપ કહેવાતા કન્વેન્શનને આપણે જાણીએ છીએ. ઉમરાવો પાસેથી જમીનો લઇ લઇને તેની માથાદીઠ સરખી વહેંચણી કરવાનું એ કન્વેન્શને ફરમાન કાઢ્યું હતું. બીજાં ઘણાંયે ફરમાનો મુજબ આ ફરમાન પણ કાયદાપોથીમાં જ ખવાતું રહ્યું; કારણ કે આ ફરમાનના અમલ માટે તો ગામડાના મજૂરોમાં તદ્દન નવીન ક્રાન્તિની આવશ્યકતા હતી અને નવી ક્રાન્તિઓ કાંઇ ફરમાનનાં કાગળિયાંઓથી જ નથી સાધી શકાતી. સમાજની મૂડીનો લોકોએ ખરેખર કબજો જ લેવો હોય તો તો લોકોના હાથ છૂટા હોવા જોઇએ, સ્વભાવ જેવી થઇ પડેલી ગુલામીને ખંખેરી નાખવી જોઇએ, પોતાની સ્વતંત્ર ઇચ્છા મુજબ વર્તવું જોઇએ, અને કોઇના પણ આદેશની રાહ જોયા સિવાય આગે કૂચ કરવી જોઇએ, અને અહીં જ સરમુખત્યારી આડે આવી ઊભશે. ભલેને આડા આવવામાં સરમુખત્યારની મુરાદ ભલી હોય, બાકી એના પોતામાં તો ક્રાન્તિની હરોળમાં ચાલવાની જરા યે તાકાત નહિ હોય.

પણ સરકાર, પછી તે ભલેને આદર્શ ક્રાન્તિકારી સરકાર હોય તો પણ નવું બળ આપી શકે એમ નથી. અને આપણે જે ખંડનાત્મક કાર્ય કરવું છે તેમાં એ નિરુપયોગી છે. ખંડનાત્મક કાર્યક્રમ પછી જે રચનાત્મક કાર્ય કરવાનું છે તેમાં એની આશા રાખવી એ આકાશમાં ફૂલ વીણવા જેવું છે. સામાજિક ક્રાન્તિમાંથી પરિણમતી આર્થિક ક્રાન્તિનાં પરિણામ ગંભીર અને તલસ્પર્શી હશે. મિલકત અને વિનિમય વચ્ચેના આજના સંબંધમાં નવો જ પલટો આવશે. અને ભાવિ સમાજમાં ફૂટી નીકળતાં જુદાંજુદાં સામાજિક સ્વરૂપોને શોધી એકત્ર કરવાં એ કોઇ એકાદ વ્યક્તિને માટે અશક્ય થશે. આ નવાં સામાજિક બંધારણો તે જનતાના એકાગ્ર સમૂહથી જ થશે. ખાનગી મિલકતનો નાશ થતાં જ જે નવી નવી જરૂરિયાતો અને વસ્તુસ્થિતિઓ ઊભી થશે તેને પહોંચી વળવા માટે સમગ્ર પ્રજાના માનસની કુશાગ્રતા જોઇશે. એ કુશાગ્રતા વિનાની જે કોઈ સત્તા અમલમાં આવશે, તે નડતરરૂપે થશે, એટલું જ નહિ પણ એ કજિયાનાં અને વિદ્વેષનાં બી વાવશે.

પણ હવે તો ક્રાન્તિકારી સરકારની આ ઇંદ્રજાળ ફેંકી દીધે જ છૂટકો છે. એનું ઝેર કસોટીએ ચઢી ચૂક્યું છે અને એ ઝેરના ભોગ પણ ઠીક અપાયા છે. હવે તો, હમેશને માટે આ રાજકીય સૂત્ર કબૂલ કરે જ છૂટકો છે, કે સરકાર ક્રાન્તિકારી હોઇ જ ન શકે. લોકો કન્વેન્શનની વાતો કરે છે પણ આપણે ભૂલવું ન જોઇએ કે કન્વેન્શને જે થોડાંક પણ ક્રાન્તિકારી પગલાં લીધાં છે તેનું બળ, બધી સરકારને એડી તળે છુંદવાને તત્પર થયેલા લોકોના કાર્યમાં છે. વિકટર હ્યુગોએ સાચું જ કહ્યું છે, કે ડેન્ટને રોબીસ્પીઅરોને કોણી મારી, અને મેરટે જોયા કર્યું; પછી ડેન્ટનને હડસેલો માર્યો, અને છેવટે મેરટ પોતે બીમોર્ડેઇનના ધક્કાથી આગળ

ધસ્યો–એમાં ઝનૂની અને બળવાખોર સંસ્થાઓની મૂર્તિમંતતા છે. કન્વેન્શનની આગળ થયેલી અને તેની પાછળ થયેલી બધી સરકારોની માફક કન્વેન્શન પણ લોકકાર્યમાં અંતરાયરૂપ છે.

ઇતિહાસની બીનાઓ આ વિષયમાં એટલી બધી નિર્ણયાત્મક છે અને ક્રાન્તિકારી સરકારની અશકયતા તથા એ નામના અર્થની હાનિકારક અસરો એટલી બધી સ્પષ્ટ છે કે પોતાને સમાજવાદી કહેવડાવતો એક પક્ષ સરકારની ભાવના પાછળ આટલો બધો ગાંડોતૂર કેમ છે તે સમજાવી શકાય એમ જ નથી. પણ એનો ખુલાસો ઘણો સહેલો છે. આ સમાજવાદીઓ અમારા મતના અનુયાયીઓ કહેવડાવવાનો દાવો કરે છે; એમ છતાં અમે સિદ્ધ કરવા માગીએ છીએ તે ક્રાન્તિ વિષે એમનો ખ્યાલ અમારાથી જુદો જ છે. પેલા મધ્યમ વર્ગના હિમાયતીઓની માફક તેઓ પણ એમ જ માને છે, કે સામાજિક ક્રાન્તિ એ તો ભવિષ્યની વાત છે, તેનો વર્તમાનમાં વિચાર કરવાની જરૂર જ નથી. તેમના મનમાં ઊંડે ઊંડે તેઓ જે વિચારો સેવે છે તે અમારાથી તદ્દન જુદા છે, જો કે તેઓ પોતે આ વસ્તુ કબૂલ કરવાની તકલીફ લેતા નથી. તેઓ તો રાજાને કાઢીને બલ્કે જાહેર નોકરીઓને સલામત કરીને સ્વીટ્ઝર્લેન્ડ કે યુનાઈટેડ સ્ટેટ્સની માફક રાજ્ય-બંધારણ ઘડવાનો વિચાર સેવે છે. આમાં તેઓ બિસ્માર્કને પગલે ચાલતા લાગે છે. એક બાજુ સામાન્ય જનતાની ઊછળતી સામાજિક અભિલાષાઓ, અને બીજી બાજુ મધ્યમ વર્ગની આકાંક્ષાઓ એ બેની વચ્ચે રાવણસંધિ કરવા માગે છે. તેઓ ઇચ્છતા હશે સંપૂર્ણ પુનર્રચના કરવાનું, પણ તેમનામાં પ્રયત્ન સરખો યે કરવા જેટલી હિંમત નથી; એથી તેઓ આવતી સદી ઉપર તે કાર્યને મુલતવી રાખે છે, અને લડાઇનો શંખ ફૂંક્યા પહેલાં જ દુશ્મનની સાથે સંધિની વાત કરે છે.

